# પૈસાને પરણેલી પુતલી.

નાટક ૪ અંકી.

રચનાર

"અરમ."



(આ નાટક રેજીસટર કરાવી તેનો સર્વનો હક તેના બનાવનારે રાખ્યોછે.)

ધી બોંબે જાંમે જંમશેદ પ્રીંટીંગ પ્રેસ કંપની લીમીટેડ

સને ૧૮૯૬ ઈશવી.

કીંમત આના છ.

૨૫૩૧

# પૈસાને પરણેલી પુતલી.

નાટક ૪ અંકી.

રચનાર

"અ ર મ."



ધી ઓંબે જાંમે જંમસેદ પ્રાંટીંગ પ્રેસ કંપની લીમીટેડ

સને ૧૮૮૬ ઈશવી.

કીંમત આના છ.

એના કર્તાને માટે સઘલી ખબર, જાંમે જંમસેદ પ્રેસનાં મેનેજર સાહેબથી મલશે.

# દીબાચો.

મેહેરબાંન વાંચનાર,

આ ખેલ હું તમારી આગલ રજુ કરૂં તેની અગાઉ થોડાક બોલો તમને લખી જણાવાની હું રજા લઉછું. આ ખેલ લખી હું "નાટકકારમાં" અથવા તો "નાટક કર્તામાં" ખપવાને મુદલ ચાહતો નથી, તેમજ મારો વીચાર કંઈ લોકો પાશે શાબાસી મેલવી "ગ્રંથ કર્તા" તરીકે દોલ ઘાલવાનો નથી. જો ખરૂં કહુંતો એ નાટક લખવાને મારો પેહલેથી કાંઇ પકો વીચાર હતો નહી. ફકટ મારો શાંહાંજનો વખત મીત્રો સાથ બેશી "તોલતપલા" કરવામાં અને હશવા બોલવામાં હું ઘણો ખરો ગુજારતો હતો, અને તેવી વખ્તે માત્ર રમુજને ખાતર કંઇ વારતા જોડી હમારો "તાઇમ" પશાર કરવાનો મેં ઇરાદો કીધો; તેથી એક "બેહરામ અને શીરીન" નામની વાર્તા મેં શને ૧૮૮૩ માં લખી મેં મારા મીત્રોને બતલાવી. પણ તે કરૂનારશ નીવડયાથી, તેઓએ મને એક હાશયરશ નાટક લખવાને ભલામણ કીધી અને મને લખ્યા વીના પણ ચાલતું નથી કે જરાક મારી તારીફ કરી તેઓએ મને ઉશ્કેરયો, તેથી મેં મારી કલમ અજમાવાની હીંમત કીધી, અને તેમ કરતાં શને ૧૮૮૪ માં પેહેલા "અંકનાં" ત્રણ ચાર પ્રવેશો મેં લખી કાહાડી તેઓને બતાવ્યા. તે તેઓને એટલાતો પશંદ પડીયા કે દરએક જણા મને બોહોંશ કરી શમજાવા લાગા કે મારે જરૂર એ ખેલ આખો જોડી છપાવી પ્રગટ કરવો. એ ઉપરથી મેં ૧૮૮૫ ની જાનેવારીમાં તે જારી કરવાનો વીચાર કીધો, તેટલામાં મને બહારગામ જવું પડવાથી તે "થે" પડયું. હું જુન માશમાં મારી મુશાફરીથી પાછો ફરયો અને આ નાટક. જુલા-

ઇમાં નો મેં "કમપ્લીત" કીધો. હવે તે છપાવી નાહેકનાં ખરચમાં જવાની રંજ ખેંચવાને મેં દરૂસ્ત ધારયું નહી, પણ મારા અકતોબરમાં મુંબઇમાં જાણીતી "બોમ્બે ક્રીકેટ કલ્બ" વાલાઓએ, એ નાટક પોતાનાં વારસીક મેલાવડામાં ભજી બતાવવાની ખાહેશ દેખાડવાથી મેં છપાવાનો મારો વીચાર પુર્ણું કીધો, અને લખવાને ખુશી છું કે એ કલ્બને મેં મારી પુરતી પરવાનગી આપી છે. એ નાટકમાં જે ગાયણો મુકવામાં આવ્યાંછે, તે જો કે મારાં જોડેલાં છે, તોપણ હું તેમણે "ગાયણું" કહી શકશ નહી. કેમકે મને પોતાને ગાયણનું કાંઇ ભંડોલ નથી. "ભેરવી" શું, કે "ઠુંમરી" શું, કે "ગજલ" શું તે હું પોતે કંઇ શમજતો નથી. હું ફકટ એ ગાયણોને "બેત" કહુંતો કદાપી ચાલે, અને તેમને છાપવાની મારી એટલીજ મતલબછે કે એ જગાએ ગાયણો ગવાવાં જોઈએ, એટલુંજ માત્ર એ નાટક કરનારની જાણમાં આવે. મેં એ "બોમ્બે ક્રીકેકટ કલ્બ-વાલાઓને" પણ ભલામણ કરીછે કે એ "રૂખરો" ગીતો દુર કરી બીજા શોભજવાં ગાયણો જોડાવી મુંકવાં. છેલ્લે મને એટલું તો કહેવું જોઇએ કે આ આખા નાટકમાં મારી પોતીકીજ એખલાની જાતીકી મેહેનત છે અને આ મારી પેહેલીજ કોશેશ હોવાથી હું ઉમેદ રાખુંછું કે મારી સઘલી ખાંમીઓ મારાં કદરદાંન વાંચનારાંઓ મને જરૂર દરગુજર કરશે. એ માંનાં બે ગાયણો જે સફે (૨૦) ને (૨૧) મે આપેલાંછે, તે "બોમ્બે ક્રીકેટ કલ્બ"વાલાઓનાંછે, અને તેઓએ મને આ ખેલમાં લેવા દીધાંછે, તેથી હું તેમનો ઘણો આભારી થયોછું; એ શીવાએ બીજાં બે ખુદ ઈંગ્રેજી ગાયણો સફે (૬૩) માં મુકેલાંછે. દલગીર છું કે બે ત્રણ કલાકમાં પુરો થાએ એટલો નાહનો ખેલ કરવાથી કેટલાક રમુજી બાગો મને છોડી દેવા પડીયાછે. પણ જો આ ટુકા ખેલપરથીજ માત્ર મારાં વાચનારાંઓ એક સારો ઢડો લેશે તો મને મોટો શંતોષ ઉપજશે એમાં કાંઇ એ શંદેહ નથી. આ નાટકમાં આપેલું ચીત્ર હાલ જોકે પારસીઓમાં ઘણું થતું આવતું નથી તોપણ એટલું તો ખરૂંછે કે એમાંનું તદન

આટું મેં દેખાડયું નથી. મને મારા ઘણા મીત્રોએ એલતેમાસ કરી કે આજ કાલના છોકરાવો પઈસા માટે પરણુવા માંગેછે, તે બરોબર એમાં દેખાડવું જોઇએ. પણ તે મારી હાલમાં લખાતી "પઇસાપર પડેલો પેશુ" નામનાં ખેલમાં મેં સારી પેઠે દરશાવ્યુંછે, તેથીજ મેં હુંઇ મારા અસલી "પ્લોટ"માં કાંઇ પણ ફેરફાર કીધો નથી. જો આ કાંમમાં મને પુરતો આશરો મલશે તો તે સાહેબની મદદથી મારો બીજો ખેલ તરત રજુ કરશ.

તા૰ ૧ લી જાનેવારી ૧૮૮૬.

"આરમ."

# નાટક પાત્ર.

---

અરદેશર અચારવાલા ......મુંબઇનો એક તવંગર શેઠ.
મેહરૂમજી ..................એક ગ્રહસ્થ. (આલનાં બાપ.)
રૂમી ........................અરદેશરનો લાડકો છોકરો.
જમશેદજી જેહરીયા .........એક લોભી ગ્રહસ્થ.
બમનદારૂં બોકરા ............કાજ કરનારા મોબેદ.
મીરૂ .........................અરદેશરનો જંગલી ઇરાણી ચાકર.
શોહેરીયાર ..................જમશેદજીનો ઓડાણી ચાકર.
પરારા.........................ફરંગી બેન્ડ માસ્તર.
ઠકરસી ......................મુંબઇનો કજુંશ રેશમી કાપડીઓ.
કેશરીદાશ ...................જલેબીવાલો મારવાડી.
સોલું ........................અરદેશરનો ચાકર.
પેશુ .........................પારશીઓનો પાવરી.
શોલું.........................પાવરીનો કારભારી.
ઢોલું .........................પાવરીનો વડો બબરચી.
ઇથું ..........................તેલીગ્રાફ આફીશનો શીપાઇ.
આલાં ........................અરદેશરનાં ધરીઆણી (એક સુધરેલી સ્ત્રી)
દીનબાઈ......................જમશેદજીનાં ધરીઆણી.
પુતલી .......................જમશેદજીની છોકરી (શીખેલી ને શીયાણી)
નાલીબાઈ ....................દીનબાઇનાં પરોશણ.
શકીનાં .......................બાઇ આલાંની આયા.

ચાકરો, નફરો, વતરેગે.

વખત.

શને ૧૮૮૫ ની ક્રીસ્તમશ.

સ્થલ.

મુંબઈ.

## અંક પેહેલો—પ્રવેસ પેહેલો.

[અરદેસર અચારવાલાનાં ઘેરનું દીવાનખાનું, સોલુ ચાકર ફરનીચર સાફ કરેછે, તેવામાં શકીનાં આયા, બાઇનો રૂમાલ લેવા આવેછે.

**સોલુ**—ઓ મારી જાન, વરી તું અહી આવી? કેમછે દાંનીગ?

**સકીનાં**—(ચીરદાઇને) કેમ મુવા સોલુ; તું છેક ફાતેચ કે? મારી "દાનીગ" ને મારી "જાન" શું કરી રહયોચ, મુવા મુગો મર, નહી તો એક ઠપર ખાશે. (મારે છે.)

**સોલુ**—વલી ખાઉંચ શું કે ફાતી જાઉં? ફકટ ગોશને ઘહુંની રોટલી (શકીનાંનો હાથ ધરવા જાયચ તે છટકાવી એક તમાચો જોખી કાડેચ.)

**સકીનાં**—લે મુવા, આએ ઉપરથી બીજો ખા?

**સોલુ**—(રડતો હોય તેમ ઢોંગ કરી) હુંહુંહું મારી સકીનાંએ મને મારીયો, હુંહુંહું.

[અરદેસર પાછલથી દાખલ થાયછે.

**અરદેસર**—(અજબ થઇ) એ, આ તે શું ફેસતો, આએ શું રમખાન, એ કેવો ફજેતો? સોલુ ઉંધો પરીયો પરીયો રડેછે, ને શકીનાં સાંભે ઉભી ઉભી હશેછે,—એટલે આ તે કેવી નફતાઇ, (ચીરડાઇને) કેમ સોલુ બોલ શું છે?

**સોલુ**—(શેઠનાં પગને વીંતરાતો જાયછે ને શેઠ પછવારે હઠતા જાય છે) અરે મારા શેઠ મારા મુરબ્બી (રડીને) મારી કુમલી કલાર (૧૧૭) વરસની જુવાન બપાઇ મરી ગઇ, તેથી ખુશી થવાને બદલે આએ સકીનાં ફાકે ફાક મુકી હશેછે, ઓ મારા શેઠ હવે શું કરૂં! (નાંખ સાફ કરેચ.)

**અરદેસર**—(નરમ પડી) હ, હ, વારૂં એમ થયું, ચાલ કંઇ નહીં, હોય એ તો તારા નસીબની વાત, પણ તુંને તો તયારે આજે ગોશ નહી ખપશેની? વારૂં જા, કંઇ દુધ સુધ, લાવી, કસતર બનાવ ને ઇંડાં પાંઉ એવું કંઇ ખા? (જવા માંડેછે.) [અરદેસરની પુઠે જઇ.

**સાલુ**—પણ શેઠ, પહેરેછનું ખાનું જરાક **મારી તો** ખરૂં, **તેથી કંઇ તમપાલ બમપાલ આપશો? મારા મુરંબી ધણો નહી લઉ, ફક્ટ તન આંગલજ?**

**અરદેસર**—અરે તારૂં નખોડ જાય રે, તન **આગલ તે ધણો નહી** કે? **અરે** જા, જા, એમાં ને એમાં મરશે. કંઇ કામ કાજ **હોય તે કર**?

[**જાય છે.**

**સાલુ**—(કુદકા મારી) વાહવારે મારી શકીનાં? તમાચોનો તમાચો ખાધો, પણ ફકર કસતર ને છાંતો પાણીતો મલયું? હં, કે દીકરી? લે મારી જાન, તુંને ખુશ કરવા એક ગીત ગાઉંચ.

[નખરાં કરતો ગાયછે,

અલાદીન છોરડે નાદાની—રાહ.

"સાંભલ વાત શકીનાં મારી, ખરેછે તું મુજને પયારી,
તુંજ ખાતર પડી રહયોછું, ખરેજ આએ મુકામ,
નથી છોડવા ગમતું એ જાન, મુજને આએ ઠામ.
માન વાત તું એ મારી—ખરેછે તું.

રાત કે દીન શું, કામે હોવું, કે હોવું હું નવરાસે,
વીચાર આવે, કયારે મુજની શકીનાં આવી લાગશે.
માન વાત તું એ મારી—ખરેછે તું.

તુંજ વગરનું જીવતર બલયુ, તુંજ વગર છે શઉ ફોકટ,
તુંજ વગર ખાવા પીવાની છે ખાલી ખટપટ,
માન વાત તું એ મારી—ખરેછે.

વખત હવે છે થઇ ગયો, માંગી લઉં હું એક વાત,
કે તારી મેહેરથી રાખજે, જાની સદા મને તુંજ શાત.
માન વાત તું એ મારી—ખરેછે.

**સકીનાં**—(હાથ છટકાવી) **સબર** કર શુવા હમણા તારી **વલે હું** બાઇ પાશે કરાઉચ. (જાયછે.)

[આલ દાખલ થાયછે.

**આલ**—સોલુ, એ તારી બપાઇને શું ઉતું? બીચારાં એકાએક મરી ગીયાં કે? મને તો હમણાંજ શેઠજીએ કહયું કે, દુધબુધના પઇસા લેવા આવે તો આપજો?

**સોલુ**—અરે કંઇ નહી રે મારાં મેહેરબાન બાઇ, શાને બીચારાં મરી ગીયાં તે તો કંઇ સમજ પડતું નથી, કારણ કે બધાં કાગલો એક-દમ સાથે આયાં ને તેની પછીનો તાર ઉલતો પેહલે આયો.

**આલ**—પણ પેલા, કાગલ પેહલે લખ્યયાં હોય ને તેવામાં ગુજરયાં હોય તો તાર કીધો હોય. કંઇ તારીખ બારીખ જોઇ કે, કયારનાં કાગજછે.?

**સોલુ**—અરે જુવોની બાઇ એક પરનો ૨૬ મી ડીઝેમબર લખયુંચ તેમાં તો કહેચ કે સારા ભાયગે તમારાં બપાઇને ઉતલુંતુલું થયું,। તે કોણ? વરી મારા સસરાની એક પુરી છોકરી લખેચ, ને બીજું તેની માએ લખ્યુંચ તેમાંનો એમછે, કે તારાં બપાઇનાં મોટાં નશીબ કે તેવનને કોલારો થયો, ને તીજું મારાં બપાઇના છોકરાએ લખ્યુંચ કે બપાઇ હવે જવા માગેચ. હમે ઘણું સમજાવીએચ, પણ સમજતાં નથી ને હુજતનાં મારયાં આજ કાલ તાકો ધરી ,કરશે. બાઇ હવે હું એમ પુછું કે એવન સારીકાની હોય તોજ તાકાની ધરી થાય કની? નહી તો હોલેચાલે કેમ? (રડીને) ને તે છતાં મરી કેમ ગીયાં હો, હો, હો, બપાઇ રે?

**આલ**—ચપ મુવા ઘેલા, આપરેથી એમ મોહતને અટકાવાતું હોશે, એ તો તારાં નશીબ? મરેરે તમે બધાં અભણ મારે નશીબે કાંહાંથી આયાં, રાંન પેલી શકીનાં જોઉ તો ધોબીનો ભઇ પડરછે?

**સોલુ**—શું, બાઇ, શકીનાંનો ભઇ ધોભીછે? તારે તો આપરાં બધાં કપરાં તેનેજ ધોવા આપીયે? (બાજુએ) મારી શકીનાંનેબી લાભ કરાઉ?

**આલ**—અરે મુવો, એ મરેરે મારૂં કયાં માથું ખાવા આયો (સોલુને) જા, પટ, કંઇ અનાજ બનાજ કાહાર (શોલુ જાએછે) કેઉંચ શું? એક પેલી હુશીયારને આએ બીજો. અરદેસરબી કોણ જાણે કયાંથી એ લોકને શોધી લાયાચ? ખરા ઇડીયતછે જો?

[અરદેશર ને બમનદારૂ બોકરા સાથે દાખલ થાયછે.

**અરદેસર**—શું છે, મારી આલ? કંઇ કુજરાએલી બરેલી લાગેચ?

**બમનદારૂ**—(બાજુએ) નહી, મને તો મુંજેલી લાગેશ!

**આલા**—હોએ શું દીયર? આએ તમારા માણુસજ એવાં હુશીયાર તે?

**અરદેસર**—લેવો તારે તો હમણાંજ આપરા બમનદારૂ ભાકશ કોઇ બીચારો ગરીબ ઇરાણી લાયાચ કે ચાકરી રાખો. સારૂં માણુસછે. હવે તમેજ પસંદ કરી રાખો કે બા આપુને નાહેકના બદલામ નહી કરે.

**આલા**—(ધીક્કારથી) ઇરાણી? મરેરે એ ઇરાણનો ભુત, એ શું મુવો ચાકરી કરશે.

**બમનદારૂ**—(બાજુએ) બાઇ તો ફારશીબી બોલી જાણેશ! (જરાક થોંભીને) પણ બાઇ, જો કે તમે તો મને ઓળખતાં નહી હોશો પણ આપરાં બેહેસ્તી અરદેશરનાં બાવા—

**આલા**—(ઝડપથી) મરોરે ભાબેદ શું બકોચ?

**બમનદારૂ**—અરર. હું ભુલ્યોજી, હું ભુલ્યો, બેગમ પારદમ, પેલા અંગ્રેજ લોક કહેશ તેમ બેગમ પારદમ. આપરા અરદેશરનાં બહેશતી બાવા ખરશેદજી ખશખશયાના વખતથીજ હું એવનને ત્યાં શારેરૂરે આવતો ને જતોશ, પણ એતો તમારાં લગન થયાં કની, ત્યારે હું નશારી હતો તેથી કંઇ કાર કાવતરાંમાં આપરે આયા નહી. પણ જુવોની—(અરદેશરને પુછેચ) બાઇનું નાંમ શું?

**અરદેસર**—આલાં.

**બમનદારૂ**—બાઇ આલાં, આએ બીશારો ગરીબ ઇરાણી તમારૂં બધું કામ કરવાને રાજીશે, આવતાં ગુશતાદ રોજે હું પેશુંતન ઇસ્તુની નઇએતે હાથ પગવારા ઇરાણીઓને ખવરાવા ગીયોતો ત્યાંથી એને ઉશકી લાયોશ. તમારી આગલ બોલાઊ, એની જરાક તપાશ તો કરો. (હાંક મારેછે) મીરૂ, મીરૂ.

[મીરૂ આવેચ.

**મીરૂ**—ઓવીજી?

**બમનદારૂ**—જા, પેલાં બાઇ શે મલ?

(મીરૂ, બાઇ પાસે પડેલી ખુરશી પર બેશી જાએચ.)

**આલ**—ઊંઠ મુવા નીચ ગુલાંમ, મારી પાશે બેઠો?

[મીરૂં ઉઠેછે.

**મીરૂ**—શેઠ મોફ કર, હું નહી જાણુંકે તું ગાલ આપયા તેરી? હું નવી માણુંશછે. ઇરૂણુથી હમનેજ ઓવીચ, મને ચી માલમ તું કોણુ? તું મને રોખ, હું બધી તારી ચોકરી કરેચ, શાફશુંફ કરેચ. બધું કામ કરેચ, ને તારા હાથમે દવા ગુજારેચ.

[કાલાવાલા કરેચ.

**આલ**—મોબેદ, જેવા તમે ઇડીયત છેવો તેવો ચાકર લાયાચ?

**બમનદારૂ**—કાંયવાંરૂ શું છે? આલાંબાઇ? હીરા જેવો, શોભીતો, માંનીતો, જાણીતો, બીલોર જેવો ચોખ્ખોશ, ને વરી એથી વધારે તે શું જોઇએ? (બાજુએ) ભલે કાજે એક બોલ "એડીયત, એડીયત," આવરેશ.

**અરદેસર**—કાએ દીકરાં આલ તમુને એ ઇરાણી પશંડ નથી! ગમે તો એને "ત્રાયલ" પર રાખો (મીરૂને) જારે, હાલતો પછવારે બેશ. કાંમકાજે જવાબ આપજે.

[મીરૂ જાયછે.

**બમનદારૂ**—શેઠ માંફ કરજોહ, મેં તો પેહલે એવનને તમારાં ધણીયાણી ઠેકી બેશારીયાંને દેખુ તો દીકરાં નીકલયાં.

**અરદેસર**—અરે, નહી, નહી, બમનદારૂ, એવનતો મારાં "વાઇફ" થાએ, એતો એમ ફકટ પ્યારથી કહેવાની રીતછે?

**બમનદારૂ**—એઅદબી માંફ છે શાહેબ, એતો હંઇજ ચાલે જો, એમ હમે ગરીબ કહેવા બેશીએ તો ધકેલા ખાઇને તુંપઇ જઇએ, (બાજુએ) હું બી કાલે મારી ગોરાણીને કેઉ, "દીકરાં ગોરાંણી."

**અરદેસર**—હા, હા, મોબેદ, એ બધું તો રેહયું, પણ મારા ચાનનું કંઇ કીધું?

**આલ**—ઓવાએ, અદી એમ શું બોલોચ? એ માંરો દીકરો ચાંન કેમછે? એતો હીરોછે, હીરો.

**બમનદારૂ**—(બાજુએ) હા, વીતી પરનોશ તો, (મોતેથી) પણ વરી બાઇ, શાનમાં ને હીરામાં તે શું ફરક,? શાંનબી એક ઓડાધ

પેદાશછે, ને હીરોબી ખોદાએશ બનાવ્યોશ, ને બેઉ એક સરખાશ પ્રકાશેશ, પણ શેઠજી. તેનાં તે વીશે તમે કરવાં શું માંગોશ.

**અરદેસર**—ચ ! વરી કરે શું ? એક શારી જેવી બૈરી શોધી લાવો. પણ જોજો, મોબેદ, એને તો શીખેલી, ભણેલી, ગણેલી, ફેરવાએલી, પાહ-વરદી, દાહી, દોરી, શીયાણી, પકકી, પેનોં વજારનારી, ગાનારી, નાંચનારી, એશકી બૈરી જોઇએચ !

**બમનદારૂ**—હો, હો, તારે તો હાઠ ધોવો શેઠ ? આજ કાલનાં દુકતાઓને શું થયુંશ, તે પોતાની તો ઝાટ નહી મલે, ને "ભનેલી, ગણેલી, પાહવરડી, ગોરી, નાંઝુક, ફુમલી, શીખેલી, પેનાફાત વજારે, ને ધુર, પથરને રામ કરે," એવી બૈરી જોઇએચ ? અરે ખોદા શું જમાનો આયોશ, ખીશામાં તો કાણાં, આંખે તો બારા, દેખાવે તો મકાઇ બહુ, ચાલવે તો મકઇ ભુટ્ટા જેવા, પોતામાં તો રામ નહી, ને મારી "ડાંનીગ ને ડીયર," ને પેલું શું ! હં: હં: "દીકરાં ને એડીયત" કરનારી બૈરી જોઇએશ ? તેમાં આપરો શું પાતલો ફાવે ? નહી શેઠ એ, આપરૂં કામ નહી ! (બાજુએ) બસ્યા બમન, પર્યો તો ફ્રશીયોજ જાણ ?

**અરદેસર**—શું છે મોબેદ ? એતલા ગભરાએલા કેમ દીશોચ ? તમારીબી મેહનતનું તમુંને મલશે. નહી, એમ નહી હ:

**આલ**—હા, હા, જાવો મોબેદ, મારા અદીએ કહયું તેવી બૈરી મારા દીકરા વાસ્તે લાવો ને તમુંને જોરા શાથનો વાગો કરશ !

**મોબેદ**—(બાજુએ) લેવો અંઇતો ઝુરાબંધ વાગા મલવાનાં દેખું (મોતેથી) થીકશે બાઇ, તારે તો હું જાઉંશ ? પણ જરાક કારી હોશે તો ચાલશેકની ?

**આલ**—ચાલે ? અરે નહી નહી ? એને તો ગોરી મદમ જેવી જોઇયે, નકરી જાણે બીજી મદમજ, પાણી પીએ ને ગરે વાટે દેખાય એવી ?

**અરદેસર**—કેમ બમનદારૂ ? હજુર તમે શમજયા નહી કે ? અરે મારી આલને તો "ત્રાન્સપેરન્ત" વહુ ગમેચ ?

**મોબેદ**—પણ સાહેબ, જારે તમે આટલું બધું માંગોશ તારે તમારો શાંનતો જોઉં ? કોઇ પુશશે તો શું કેહવશ ?

**આલ**—કેમ મોબેદ, મોહનું સંભાલીને નથી બોલતા ? ચાંન કોણ? એ તો મારો હીરો એ તો મારો દીકરો રૂમીછે. અહા, પેલા તમારા બોડાણી ઇરાણીને કેહેવો કે રૂમીને બોલાવે ?

**અરદેસર**—મીરૂ મીરૂ.

[મીરૂ આવેછે.)

**મીરૂ**—બોવીજી ?

**આલ**—પણ મુવા તાંહ શું કરીયા કરેચ ! તુને કહયુંતુંની કે હંઇ બેશજે ? કામ કાજે હાંક મારીએ તો જવાબ આપજે જા—

**મીરૂ**—પણ બોઇ તારી શેઠની કતલેશ કરતીતી તેટલામાં તું બુમ પારી હું દોરતી હંઇ આવી, બીજી હું ચી કરેચ ?

**આલ**—જા મારા રૂમીને તેરી લાવ ?

**મીરૂ**—રૂમી ? રૂમી શું છે ? કાંહ મલશે ? કેટલા પૈસાનાં લાવવાના ?

**આલ**—લેંવો મોબેદ, આએ તમારો ઇડીયત તું મર—તારા જેવા શતરશો વેચાએ તોબી મારા રૂમીની કીમત નહી થાએ ? **મોબેદ** જોયું કે ?

**મોબેદ**—હાજી, એતો નવું માણશ છે કની તે આસ્તે, આસ્તે, શીખશે ?

**આલ**—અરે શીખે શું ! તમારૂ કપાલ ! તમે એક ઇડીયત ને એ બીજો ?

**અરદેસર**—કાંએ,કાંએ, આલ, બીચારા મોબેદને કાંએ ઇડીયત બનાવેચ!

**આલ**—તો બીજુ શું ? એક ઇડીયતને "રેકેમેન્ડ" કોણ કરે ! કેહેચ કે "કાણીધીને કોણ વખાણે તો તેનીમાંએ"? તેમ એક ઇડીયતની ભલામણ કોણ કરે, તો તેનાં જેવોજ બીજો ઇડીયત ? બેમાં માત્ર ફરક એતલોચ કે એવન શુધરેલા ઇડીયત છે ?

[રૂમી, કુદતો, દોદતો આવેચ.

**આલ**—લેંવો, મારો દીકરો તો, નાચતો, વાજતો, ગાજતો, હસ્તો, રમતો, કુડતો આવેચ, કેમ દીકરા રૂમી, આટલોવાર તું કાંહ ઉતો હમે

બધાં તારી વાર જોયા કરીએચ? લે આએ દસ્તુર તારે વાસ્તે બઇરી સોધી લાયાચ, તું પનશેકે?

**રૂમી**—પણ એ જોકતા? તે મડમ જેવી ગોરીછે કે!

**અરદેસર**—અરે, અરે રૂમી! એમ નહી બોલીએ? એવણુતો આ પરા દશતુરછે!

**બમનદારૂ**—(બાજુએ) ને રૂમી તો હબશીઓનો રાજા શે?

**રૂમી**—અરે શાંનુ નહી બોલીએ બાવાજી? આજ કાલતો જે સફેદ પાઘડી બાંધે તે દસ્તુર! ઘધે સ્વારબી ઘોડે સ્વારમાં? ધરમનું તો કાંઇ ઠાકે નહી ને હું, બોરૂ, હું પપેતુમ, કરી, આના, બેઆનાં આકાવી જાએ, એવા તમારા દસ્તુર? વારૂ તારે દસતુરજી તે ગોરીછે કે?

**બમનદારૂ**—(બાજુએ) પોતેતો કાગરાની પાંખ જેવો ખુબસુરતછે ને વરી ગોરી મડમ જોઇએચ? (મોતેથી) હા, હા, પણ તેના રૂપીયા કેટલા આપશો? તેનાં માયબાપને તો દશ હજાર રૂપપા જોઇએશ? કેમ કંઇ હાકેશ કે આએ બાહારનોજ ભપકો? એ ભરમ ભારી ને ખીશાં ખાલી!

**આલ**—કેહની કે મારા બાવા પાસે પૈસા ઘણા છે? તેવણ આપશે? હું બચ્ચું કયાંથી લાઉં?

**અરદેસર**—હા, ખરૂં છે મોબેદ-તમે લાવો તો ખરા-પછી પૈસાની વાત કરશું? મીરૂં, જરાક પીવાનું પાણી લાવ?

[મીરૂ જાયછે.

**બમનદારૂ**—ઠીકશે તારે સાહેબ, આએ લેવો શાલીયો?

[બમનદારૂ જાયછે.

---

## દખાવ બીજો.

[જમશેદજી, જેહરીયાનું ઘેર, તેમનાં ધરીયાંણી દીનબાઇ બેઠાં બેઠાં ભરેછે, ને બમનદારૂ દાખલ થાયછે.

**બમનદારૂ**—તનદરોસ્તી બાઇ દીનબાઇ, તનદરોસ્તી? શારીકાંની તો છેવોની? બચ્ચાં છોકરાં સૌ?

**દીનબાઈ**—ઓવાઓ બમનદારૂ તમે તો નશારી ગીયાતાની? આવો કેમ છેવો?

**બમનદારૂ**—હાજી, હું કાલે રાતેશ આયો? ને સાથે લાગું તમારૂ કામબી કરતો આયો.

**દીનબાઇ**—મારૂં કામ?

**બમનદારૂ**—કેમ ભુલી ગીયાં? પુતલીબાઇની વાત વીશરી ગીયાં કે?

**દીનબાઈ**—અરે તે? એ રાંન કમજાતને નશારીનો વર કેમ ગમશે. એ તો બાવા એનાં બાપની માનીતી છે? ને એનાં બાવાને તો બા ચીકાશદાર જમાઇ જોઇએચ. વારૂં બમનદારૂ, આપરા પીરોશા પપેટા ખાઉનો છોકરો પેલો બીચારો હોરમશજી છેની, તે કેવો છોકરો છે?

**બમનદારૂ**—કાંએ, કાંએ, મહજાનો, શોહવામનો, ને સારા દેખાવનો છે.

**દીનબાઈ**—અરે એનાં દેખાવની વાત નથી. એની ચાલચલણ, કમાઇ, બીજું સો કેમ છે?

**બમનદારૂ**—શું કંઇ પુતલીબાઇ વીશે વીચાર શે કે? પણ કંઇ દાહરીયાં નથી જો. બધું ધંત્તંમ ધંતાં છે, બીચારો કમાએશને ખાએશ?

**દીનબાઈ**—તેજ સારૂં કની? હુંબી એમજ કેઉંચ. આએ શું? આજે પૈસા છે ને કાલે નથી. ઓદા નાં કરેને તેનાં માબાપને કંઇ થાએ તો છોકરાં ભુએ તો નહી મરે? ઘણું નહી ને થોરૂં પણ પેટ ભરીને તો જમે?

**બમનદારૂ**—લાખ રૂપીયાની વાત કહી માંએ? લાખ રૂપીયાની? પણ તમારા જમશેદજી કંઇ સમજવાનાંછે?

**દીનબાઈ**—વરી તેવણનાં જુલમાતે તો તે બીચારી હજુર સુધી પરી રેઇચ?

**બમનદારૂ**—અરે કંઇ નહીરે દીનબાઇજી; જરાક ધીરજ ધરો-જે વખત જાએશ તે થવામાંજ શેː લેવોની તમે કેહેવો તો આજે કરીએ પણ–

[જમશેદજી દાખલ થાએછે.

**જમશેદજી**—ઓ-હો બમનદારૂ તમે કયારે પાછા ફરયા?

**બમનદારૂ**—શાહેબ, તમારી ને તે કીરતારની મેહેરથી, તમારો શેવક કાલેજ અંઇયાં સહી સલામત આવી પુગો–

**જમશેદજી**—તંનદરોસ્ત તો છેવોની?

**બમનદારૂ**—દુવા કરૂંચ શાહેબ?

[પુતલી આવેછે.

**જમશેદજી**—વારૂં એ આજે કરીએ, ને તમે કેહેવો તો કરીએ, એ શું બધી વાત કરતાતા?

**બમનદારૂ**—અરે જુવોની શાહેબ, તમારી પુતલીબાઇનું કાજ બા યોશ તે વીશે જરાક દીનબાઇનું મત લેતોતો.

**જમશેદજી**—અરે પણ કંઇ મહને કેહસો કે તે મુંવોચ કોણ? કોઇ શુમ્બલો જમાશ કે નાથા દેવજી જેવો છે? કંઇ દોહરીયાં, બોહરીયાં છે? દશ, પંદર, તોલશે?

**દીનબાઇ**—લેવો વરી પૈશાની વાત આવી.

**જમશેદજી**—હા, નહી તો છોકરીને ધુરને મતોરૂં ખવરાવા આ પીએ? આએ તમે, પૈશા, પૈશા, કરીયા કરોચ, તો આપરૂ તો બાવા આજે કાંન ખોલીએચ જે આપરી પાશેતો હવે અરધી રહી નથી. ને દોહરીયાવાલો જમાઇ હોશે તોજ છોકરી આપશુ; લેવોની આએ થોરા ઘણાં છેલ્લા ઉતા તેબી એનું શત્યાનાશ જાય તે પેલી "The Ever-failing Spinning Co. નાં શેરમાં રોકયા ને આજે જોઇએતો તેનાં શારીપાંનશોના, રોકરા પચાશજ બોલાએચ. આએ ખોલ્લે ખોલ્લું હુંતો કેઉંચ.

**દીનબાઇ**—ઓવાએરે જમશેદજી, તમે શું મોહકાન વારી? તમારૂં ભલું થાએરે? હું જાણું કે થોરૂ ઘણુ શાલ્યુંચ, તે મારી દીકરી પરણાવા કાંમ લાગશે? તમે શું દોસલાં બેશાર્યાં.

**બમનદારૂ**—નહીરે દીનબાઇજી, તમે ભુલોશ? દોસલાને તો હજુર વખત છે, આએતો તીર મહીનો ને મુકતાદ તો દખમેરમાં પડશે.

**જમશેદજી**—(હસીને) બરોબર કહ્યું મોબેદ. ચાલો એ રહ્યું, પેલો જમઇ કોણ છે તેની વાત કાહરો?

**બમનદારૂ**—જુવોની શેઠ, આપરી ખબુતર ગલી છે, તેનાં જમનાં હાથપરથી નાંકેની દાબી ગલીમાં, તેકચંદ નથુભાઇએ, એક વગર પીએ-રીની શેહલી બાંધીશ? ત્યાં એક અરદેશર અચારવાલા કરીને રહેશ? તેવનનો એક શોકરો શે. બીચારાં ઘણાં બુનીયાદ ને શારાં માણુશ છે, ને અશલથીજ ખાંનદાને ઉંચાશે. (બાજુએ). કાણુ જાણે બાપદાદા અ-ચારની બની ઉચકતા, ઉચકતા, કેવા મરવા પરીયા હોશે. (મોતેથી). માણુશ છે તો સારા ને ઘણા પૈશાવાલા નથી તો પણ —— :—

**જમશેદજી**—અરે પણ કંઇ થોરો ઘણોબી છાંદો છે કંની?

**બમનદારૂ**—રૂપીયા વીશ, પચીશનો તો જીવ ખરો?

**દીનબાઇ**—બાવા, વીશ, પચીશ, કમાનાંરો જમાઇ એવનને કેમ પશંડ આવશે?

**જમશેદજી**—અરે મારી "ઑલી" વીશ પચીશનો જીવ, એટલે વીશ પચીશ હજારનું આશાંમી?

**બમનદારૂ**—તે જુવોની શાહેબ, તેવનનો એક પુરો રૂમી નાંમનો છોકરો શે, તે શીશોતી ઇસ્કોલમાં જાએશ, છોકરો શેતો મહજાનો, પણ એક પુરો ને શાથે દોરીયાં એતલે—— :—

**દીનબાઇ**—માંએ બાપનો લારકો કેહવોની બાવા?

**બમનદારૂ**—નહીરેજી, માંએ બાપનું હેત ઘણું; બીજું કંઇ નહી તે શંભાલ ઘણી લેશ જો. જો જરાક, માંથું દુખ્યું કે છીક આવી તો ઇસ્કોલેમી જવા નહી દે, એતલી બધી શંભાલ લે. અઠવારીયાનાં ચાર પાંચ દાહડાતો તેને વારી લઇ જાએ, ને શેહેજ ઉજાગરો થયો, એતલે શું-કે, શુતાં, શારા આંઠ કે નવ વાગી ગીયા તો બીજે દાહરે આઓ દાહરો ઘેરમાં શુવારી રાખે.

**દીનબાઇ**—બાવા એવો જમાઇ આપુને ગરીબને નહી પાલવે?

**જમશેદજી**—શું દીનબાઇ, તમેબી જાણુયા વગર નાં કેહવોચ?

**બમનદારૂ**—પણ તેબી કંઇ, તમુને એકાએક આપશે કે? વરી હું કંઇ શમજાઉ, કેંઉ, કાલાવાલા કરૂં, આજોજી, નમનતાઇ દેખારૂ તો કંઇ વીચાર કરે. પાછું એને વાસ્તે તમોને બએ તન, તન, માણુશ રાખવા પડશે. આવો મોતો થયોશ, પણ કશારીથી તો બીહેશ? કેરે એખલે તો જાએ નહી, વારે પીશેબી માણુશ જોઇએ. એવો તો હુશીયાર શે? ને વરી એક એને નહવરાવા લાલો રાખવો જોઇએ.

**જમશેદજી**—ઠીક, ઠીક, હવે એ બધું આપરે ચલાવી લેશું? દશતુર ઉયો તો કંઇબી કરી એ જમાઇ મને હાથ લગારો. તમારીબી મેહેનત ભુલાશે નહી, હંકે?

**બમનદારૂ**—તારેતો હું રજા લેઉશ શાહેબ?

**જમશેદજી**—(જતાં, જતાં). હા, મોબેદજી, જાવો ફતેહ કરી આવો? [જાયછે.

**બમનદારૂ**—બાઇ દીનબાઇ, ઓદા કરશે તો કંઇબી શમજાવીને ઠેકાણે લાવશ? [જાયછે.

**દીનબાઇ**—(ચીરદાઇને) પતો હવે હંઇથી, મોતા જમાઇ શોધવા ચાલયાચ. (ગમગીનીથી) અરે ખુદા, શું વખત આયોચ કે બધા પૈશાનેજ પુંજેજ. હમો ગરીબ, અભણુ, નહી શીખેલાં, ભણેલાં તો રહયાં; પણુ પણુ આએ પાહવરડા માંતીદાઓ, શુધરેલામાં ખપવા છતાં, પૈશાનીજ વાત કરેચ! ધીકકાર છે એ લોકપર? લીયાનત છે એવા પુરૂશોપર. જે માબાપો પૈશા ખાતર, પોતાનાં બચ્ચાનું શુખ વેચેચ, અને તેમને દુખી કરેચ, તેવાપર હેફ પરજો. પૈશા એ શું ચીજ છે? એ, એક માત્ર ઉડતું પંખેરૂં છે, એ, આવેચ કયાંથી ને જાએચ કયાંથી? એ કંઇ ચોકશ છે? એનાંપર ભરોશો કેતલો? જેમ પાણીને કકરા પડે ને ચુલામાંથી લાંકરા ખશાડીએ કે તે નરમ પડી જાએ, તેમ એની ગરમીથી માણુશને જબરા કકરા તો પરેચ ખરા, પણુ તે ગીયા કે વગર પાણીએ મુંવેલા ઝાડ માંફક તેઓ શાંત પડી રહેચ? જુવો મારા જમશેદજી, છતી બુદ્ધીએ, છતી શુદ્ધીએ દુશમન મારી દીકરીનું નખોડ વાલવા બેઠાચ? એ લાડમાં ઉધરેલો છોકરો—નહી શીખેલો કે નહી ભણેલો, એનું

શું ગુજરાણ કરશે? ખરૂં માણજો કે પાંચ, દશ કે વીશ હજારનાં અભણ ને ચીબાવલા જમાઇ કરતાં પચીશ કે તીશજ રૂપીયા કમાનાંરો હુંનરવાલો, ઉદયોગી—તમોને જીવતાંજ બેહેસ્ત બખશ્શે? પૈશા વાસ્તે લગન કરવાં જીવતાં જહાનમમાં જવા બરોબર છે? કેવા, કેવા, મોટા શાહેરો અને ફીલશુફો આતલું બધું લખી જવાં છતાં, એ લોકની આંખ કેમ ઉઘડતી નથી તે મને ઘણી અજાએબીની વાત લાગેચ! હમણાંજ મેં "અરમ" કવીનું એક ગાયણ વાંચીયુંચ તે પોતે કેતલો પૈશાનો ધીક્કાર બતાવેચ તે હું તમોને ગાઈ શંભલાઉંચ.

રે જુવો વખ્ત શો આયોછે—રાહ.

રે જુવો વખ્ત શો આયોછે—શઉ પૈશાને પુંજે યાર,
પૈશા શર નહી કંઇ કરતા વીચાર, રૂડો, કે બદ, લગાર,

કોરશ.

પૈશા છે, પૈશા છે, તેપર છે શૌનો પ્યાર,
પૈશો આપેચ જાહોજલાલી—પૈશોજ કરેચ ખુવાર.

નાં રાખતાં કઇ પૈશાપર લોભ—કરેચ તે બહુ દગા
કરાવશે કજીયો કંકાશ, હોએ બાપ—પુત્ર કે ભાઇ શગા—
પૈશાની લાલચ બહુ માંથી છે, કરેચ આદમીને હેરાંન,
પૈશાનાં નીચ લોભથી—ખોવાયાછે હજારો જાન.

કોરશ.

પૈશા છે, પૈશા છે, તેપર છે શૌનો પ્યાર,
પૈશો આપેચ જાહોજલાલી—પૈશોજ કરેચ ખુવાર.

કદી પૈશો હોશે તમો પાશ—દોરદમામબી કરશો,
પણ તે ગયા કેડે તમો—રવડી, અતવાઇ મરશો.
માટે શંતોશ રાખી રહો—નાં કરો પૈશાનો વીચાર,
શુક્ર કરો તે બરહકતાલાનાં—યાદ કરો તે કીરતાર.

કોરશ.

પૈશા છે, પૈશા છે, તેપર છે શૌનો પ્યાર,
પૈશો આપેચ જાહોજલાલી, પૈશોજ કરેચ ખુવાર.

**જમશેદજી**—(અંદરથી) દીનબાઇ, દીનબાઇ.

**દીનબાઇ**—અરે આવીજી, આવી. હવે તો હું જાંઉચ ને ખોદા મારા ધણીને નેક બુદ્ધી બખ્શે.

[જાયછે.

---

## દેખાવ ત્રીજો.

[અરદેશર અચારવાલાનું ઘર રૂમી, કોનશરતીનાં વજારતો બેઠોછે, ને પરારા બેન્ડ માસ્તર આવેછે.

**રૂમી**—ગુડ મોરનીંગ સર, આવો.

**પરારા**—ગુડ મોની—ગુડ મોની—તુમેરા બાપ કયાં હએ ?

**રૂમી**—તુમ કોણ બેન્ડ માસ્તર કે ?

**પરારા**—તોબ, અમ બેન્ડ મોસ્તર હએ ? બેન્ડ મોસ્તર.

**રૂમી**—ત્યારે તો આવો માસ્તરજી (બાજુએ) ચોખ્ખો પાંઉવારો દેખાએચ હો ! (મોતેથી) માસ્તર, બાવા બ્હાર ગીયાચ ને કેહી ગીઆચ કે બેન્ડ માસ્તર આવે તો શીખજે !

**પરારા**—હા શચ ? અછા ? એશા તુંમકુ બોલા હએ, તબ દેખો. (ચોપડી ઉંઘાડેચ) એ ફાઇફ લાઇન્શ હએ—ઇસ્કા ઉપર શોબ મ્યુઝીક ચલતા. ઇસ્કા નોમ e, g, b, d, f, ઓર એ દેખો ઇસ્કા બીચમે દેખો એ ચાર——આરી એ તુમ લોક ઇસ્કુ કયા બોલતા હએ ? એ ચાર—એ ચારકુ ઇસ્પેશીશ બોલતા; માલુમ ? એ ઇસ્પેશીશ હએ ? ઇસ્કા નોમ f, a, c, e દેખો ?

**રૂમી**—કોણુકા "ફેશ" દેખું ?

**પરારા**—આરી ચોપ-ફેશ કયા દેખે ? એ ઇસ્પેશીશ દેખ ?

**રૂમી**—પણ તુમ બોલા F.a.c.e. દેખ ? ઓતો "ફેશ" હોયા ?

**પરારા**—આરી મેરા બાપ ? ફારશી લોગકા ચોકરાચ અએશા ? શાબકી. મોંશફેરી કરનેવાલા ? જો કુચ બીચારા મોરવારી રશ્તેશે જાએ

ગા, તો ઉસ્કું ખુમ પરાનાં તો હએ? કોઇ બાણીઆ કે ભેથીઆ આયાની-તો ઇસ્કા ચોતલી કાજ મોસ્કેરી કરેગા? ઓર અમેરી જાત-વાલા મીલા તો, આરી "મીત" કરનેકું તો કભી ચુકનેવાલા નહી? એશા તુંમેરા ફારશી લોગ હએ? દેખો ઉસ્કા બોપ બોલા ઇસ્કું હુશીયાર બોનાવ, અમ તુંમકું ચીરી મીરી ઓર કેમીશન દેગા, પણ એ ગોધા અએશા હએ કે શીખતા નહી, ઓર ખાલી-મોસ્કેરી કરતા?

રૂમી—કેમ બચ્ચા છેક ફાતેચ કે?

પરારા—(ચીરડાઇને) આરી–અમકું તુંમેરા બચ્ચા બોલતા? તુમેરા માંકુક દો, તીન, બચ્ચા અમકું હએ?

રૂમી—તબ, બરોબર શીખાવની? એશા, શાકે બાસ્તે કરીયા?

પરારા—અચ્છા? તબ દેખો? પહેલા લેનશે બજાનાં?

રૂમી—લેનકે મુનને, નાર?

પરારા—તુંમ કુંચ દીવાનાં હએ? અમ લેનકા બાત કરતા, તુંમ મુનકા બાત લાયા. ઇદર ચાંન કીદર હએ, શુંનો એ પહેલા લાઇન હએની ઇદરશે શુરૂ કરનાં, એ પેહેલા નોત—?

રૂમી—હીતનાં નોત ચીએ?

પરારા—આરી અમ નોત મંગા?

રૂમી—ફીર કીયા? નોત પેપર ચીએ?

પરારા—(ચીરડાઇને) અરે એ ઇસ્તુપીડ પહેલા "કી," અભી શોમજાં—

રૂમી—માસ્તર પરારા-તુંમતો અમકું દેવાનાં બનાંતા હએ--તુંમ અબી-કુંચીકાં બાત નીકાલા—

પરારા—આરી—અમ દીવાનાં બનાતાં હએ કે તુમ—શુનો—શબ, "નોત," ઓર, "કી,"–શબ છોરડો, ઓર યાદ રખો, કે ઇસ્કું "ઇસ્કેલ,' બોલતા હએ?

રૂમી—શચ માસ્તર—અબી અમારા ખાતરી હોયા કે તુંમ અમારા મોસ્કેરીજ કરતા હએ? તુંમ પહેલા બોલા, "નોત"–પીછુ, આવી,

ઓર શબ, બાત છોરકે--અબી તુંમ તરાજાકા બાત નીકાલા.

પરારા--આરી-આમ તો શોમજતાબી નહી કે તોરાજા કયા હએ-તુંમકો શીખનાં નહી હોગા--બોલો અમ જાએગા?-(પરારા ઉઠવા જાએચ તેને પકડી રૂમી બેશારેચ.)

રૂમી—અરે માસ્તર શાહેબ—શાકે બાસ્તે ઇતનાં ગુસ્શા કરીયાં! (બાજુએ) શીનોર શાહેબે તો પોતાનુ કાતરીયું બારે આપીયું હોએ, એમ લાગેચ.

પરારા—તુંમકું શીખનાં હોગા, શીખો અમતો એ શબ બોલ જાતા હએ; ફીર કાલ નહી માલુમ હોગા, અમ શેઠકું બોલેગા? દુસરા કીયા કરના બાબા? દો-રે-મી-ફા-શો લા-શી-દો; દો-શી-લા-શો-ફા મી-રે-દો-

રૂમી—કીયા? કીયા? એશા કોનકુ યાદ રહેગા? તુંમ શીખ્યા તબ તુમેરા મેહેતાજી એશા શીખાયા કયા! છુતા-છુતા-બોલો?

પરારા—અચ્છા શુનો-દો-

રૂમી—ઇશ્કા માએના તો, બે હોતા હએ-ઇશ્કુ ઇંગરેજીમે Two બોલતા હએ?

પરારા—અચ્છા અમ ઇંગરેજી શીખનેકું ઇદર નહી આયા? અબી-રે-

રૂમી—કોનશા-રે- ઓ આપણા લોરડ રે-નવા ગવરનર સાહબ-

પરારા—ઓ-બા-બા-બા-બા-બશ- શીર ફીરાયાં- અબીલો મી—

રૂમી—મી-એટલે મને-હું, મને કહેચ?

પરારા—શચ અમ તુંમકુજ બોલતા હએ; કીયા કુચ, કુરશી તેબલકુ બોલનેવાલે હએ?

રૂમી—તે માસ્તરજી, અમબી એશાજ કેહયા?

પરારા—તબ શુનો-આગલ શુનો-ફા-શો-લા-

રૂમી—(હશીને) હા હા, શોલાને બાલાઉ? અમેરા ચાકર શોલા તુમકુ ચીએ?

**પશારા**—અરે બાબા-નહી-અમકુ કુચ નહી ચઇએ-અબી દેખો ઓ છેલ્લા દો-નોટશ રહયા.

**રૂમી**—ઇસ્કા કયા ડરનાં-અમેરા બાપ પાશ લેઉ ઓર ફીર પગાર મેશે કાત દેઉ?

**પશારા**—(બાજુએ) ઇતના તો અચ્છા હએ કે પોગાર દેનેકુ બોલતા?

**રૂમી**—તબ-અબી-આગલ કીયા?

**પશારા**—લા-શી-દો-

**રૂમી**—વાઉ-વાહ? માસ્તર-તમેતો ઘણા હુશીયાર દેખાવોચ?

**પશારા**—પણ હુશીયાર નહી હોગા તો કોણ. બેન્ક માસ્તર બનાંએગા?

**રૂમી**—અરે પણં શામાં હુશીયાર? હમારી ગુજરાતી બોલીમાં. તમો તો ઉંધી બોલીબી બોલી જાવોચ? સી-દો એતલે દોસી કેવું તમે ઉંધી બોલીમાં બોલી ગીયા? કોઇ એકાએક શમજે નહીજો માસ્તર? વાઉવારે માસ્તર, જાણે નકરા માસ્તર, એક બીજા માસ્તરજ?

**પશારા**—એ ચોકરા અમ ઓલ્લા બોલતા ઓામ નહી સીખાનેવાલા; દોસી બોસી કુચ નહી, એતો સી-દો હએ.

**રૂમી**—તે તારી દોસી મરે એમ બકની?

**પશારા**—તુંમ કયા શમજા? કુચ માલુમ નહી, ઓર ખાલી કીત, કીત કરતા હએ?

**રૂમી**—અરે અમ, કીત, કીત, નહી કરતા હએ? પણ ઓ અમારા ઘડીયાલ હોયાની (ઘડીયાલ કાહારી દેખારેચ) ઓ તીક, તીક કરતા હએ? (પરારાનાં કાંન આગલ લઇ જઇ) જરા શુંનોતો ખરા?

**પશારા**—આરી તોબાહ? એ પારસીકા બેતાશે તોબાહ? અબી દેખો ઇસ્મે તેમ લેનાં ચીએ? ઓર ઓા તેમકે નેમ અમ બોલતા હએ? શેમી-બ્રેવ, મીનીમ, ક્રોચેત, કોવર, સેમી કોવર, દેમી સેમી કોવર, સેમી દેમી સેમી કોવર.

**રૂમી**—શું, શું, પહેલું શું?

**પરારા**—સેમી બ્રેવ.

**રૂમી**—હં, "સેમી" એટલે અરધો ને "બ્રેવ" એટલે બ્હાદુર, હં, અરધો બ્હાદુર (બાજુએ) તારા જેવો.

**પરારા**—અબી ઇસ્મે ચાર કવાતર. ઓર ઇસ્કા પીછુ મીનીમ.

**રૂમી**—"મી" એતલે મને ને "નીમ" એતલે અરધો એતલે હું અરધો? વારૂ બચ્ચાજી, તુંબી અરધો બન્યો ને મનેબી અરધો બનાવ્યોની? વારૂ ઠીક આગલ?

**પરારા**—ક્રોચેત.

**રૂમી**—ક્રોચેત કે-આ-હમે "ક્રોકે" રમીએચ તે?

**પરારા**—અજુન તુમેરા મોસ્કેરીકા ચાલ ગીઆ નહી? અબી કોવર.

**રૂમી**—નહી, નહી માસ્તર ભુલોચ. માંદલોંગ હોશે?

**પરારા**—(ચીરડાઇને) આરી કીયા મીડલોન, મીડલોન? આરી કોવર. કુચ આતા નહી ઓર ખાલી પોંચાત કરતા.

**રૂમી**—અરે, અમારી પંચાત છે કયાં? તે તો અંગ્રેજનાં રાજમાં ઉડી ગેઈ (બાજુએ) પણ આપરી આએ પંનચાતનું શેવટ કેમ આવશે! (મોતેથી) અચ્છા? પીછુ?

**પરારા**—શેમી-કોવર-દેમી-શેમી-કોવર-અને શેમી-દેમી-શેમી-કોવર-

**રૂમી**—(થંડે કલેજે) એ કંઇ બધું આપુને યાદ નહી રહે બાવા?

**પરારા**—અચ્છા; તો આજ અમ જાએગા; દુંસરી બખત શાબ શીખ કર રખનાં? શોમજા? શોલામ-!

**રૂમી**—હા! શોમજા-તુમ અબીતો જાઓ-સોલામ—!

[પરારા જાએચ.

**રૂમી**—પાપ-પતીયું હો. મુંવો એ શીખવતો. હું તો-મને આવરેચ તેજ વજારીયા કરૂની? (કોનશરતીનાં વજારેચ).

[બમનદારૂ આવેછે.

**બમનદારૂ**—કેમ દુકતા? તારી માંએ કાંહશે?

**રૂમી**—કેમ બચ્ચા જોકતા, પાંધરૂ નહી બોલાતું કે? તારી માય શુ? તમારી માતાજી? માંયજી નહી બોલાંતું કે?

**બમનદારૂ**—(બાજુએ) લેવો દાહરો ફરીયો કે આબરૂ એ વાત કરેશ? (મીરૂ, રૂમી શારૂ એક રકાબીમાં કરકરીયાં લઈ આવેછે તેને બમનદારૂ પુછેચ).

**બમનદારૂ**—એ જંગલ તારી, બાઇ કાંહશે?

**મીરૂ**—મારો બાઇ રાધંણીમાં બેઠોચ, કુરકુરીયા ખાએચ.

**બમનદારૂ**—શું—તારી-બાઇ આંધરી થઇચ ને કુંરકુરી થઇ?

**રૂમી**—કેમ બચ્ચા-કુરાઇ? છેક ફાતેચ કે? થાંની તું આંધરો?

**બમનદારૂ**—તે આજે તારો ઇરાણી શું કહેશ તે શાંભરની?

**રૂમી**—એ ગમાર; એતો કહેચ કે રાનણીમાં છે ને કરકરીયાં ખાએ છે?

**બમનદારૂ**—(મીરૂને). જારે—તારે તો તારી બાઈને કેહે કે તમારા દીકરા વાસ્તે બૈરી લાયોશ!

**મીરૂ**—વોરૂજી? (બાજુએ). બોઇને કહેચ કે તારી બોઇરી આવીચ?

[જવા માંડેચ તેવાંમાં આલ આવેચ.

**મીરૂ**—બોઇ, બોઇ, તારી બોઇરી ઓવીચ?

**આલ**—શું મુવા? મારી બૈરી?

**મીરૂ**—(દસ્તુર તરફ આંગલી કરી) હાજી? આજે શું! પેલી.

**બમનદારૂ**—(હશીને). આ મારા ખોદાએ-બાઇ તમેબી કયાંથી શોધી કાહરીયો?

**આલ**—વરી તમેજ લાવનાર.

**બમનદારૂ**—હે, હે, તે એ ઇરાણી? શું ફેરફાર થઇ ગીયો, મન શનીથી કેઉશ મેતો એતે ઓરખ્યોબી નહી?

**આલ**—હા, એટલામાં દબરો બબરો થઇ ગયો શું? વારૂ કેમ આએ વખતે જલડી પાછા ફરયા.

**બમનદારૂ**—શું કરીએ ? વરી તમારાજ કામ શારૂ ? કેમ શેઠજી છે કે!

**આલ**—કાંમ્બે, કાંએ ?

**બમનદારૂ**—નહી તાં વરી માગી વાત એવણુને પસંદ નહી આવશેની? તમારા મીરૂ વાસ્તે એક "ફ્રુશકલાશ" બધરી લાયોક્ષ ?

**આલ**—મીરૂ, શું ? રૂમી બાલો ?

**બમનદારૂ**—અરે તેમાં શું ફરક બાઇ? એકમાં પેહેલે રૂ, ને પછી મી, તા બીજામાં પેહલે મી, ને પછી રૂ, ?

**રૂમી**—મોબેદ તમે જાવો, રૂનો ધંધો કરો; રૂના દલાલ થાવો; તમે અફરગાન, અસ્તમ કીધું.

**બમનદારૂ**—હોશે, હોશે; પણુ તારો બાપ કાંહાશે ?

**રૂમી**—શોધી લાવો દેખારૂ.

**આલ**—વારે મારા દીકરા. જાને બધી તારી પરથી મરી જાઉ.

**બમનદારૂ**—લેવો, દીકરાજીની હુશીયારી પર, માંયજી ઓવરાઇ, ઓવરાઇ ગીયા.

**આલ**—હાસતો વરી ? એનાં જેવો દીકરો તો લાવો? જુવો એ વજારેચ કેવું; ગાએચ કેવું; દીકરા રૂમી એક ગીત ગા.

**રૂમી**—માંમ્બે કીયું ગાઉ? પેલા બોઆે ક્રીકેટ કલ્બવાલાઓએ પોતાનાં "પ્રેસીદેન્તનાં" લગનપર હરીશચંદ્રનો નાટક કીધો હતો તારે પોતે ઉમેરેલા ગીતમાનું પેલું નક્ષેત્રનું ગીત ગાઉ ?

**આલ**—હા, હા, તે ગા, કે જરાક મોબેદજીબી જોમ્બે કે જુઠું બોલાવા મુંવાએ શું, શું, તરકત કીધાં.

[**રૂમી ગાયછે.**

હું કાન મેલવાલા—રાહ.

અરે કહેછે શું હરીશચંદ્ર, હજી હું કયાં રખડું,
અરે ચાલતાં, ચાલતાં પગ કાપે, હજી હું કયાં ભટકું—અરે કહેછે,
અરે કાશી જઇ આપવાની, હતી તારી શરત,
અરે કાશી આવી પુગા તોબી, કાંમ્બે કરેચ તરકત—અરે કહેછે.

શું તારે ખાતર ભુખીયો, તરસ્યો રહું,
અરે મારાં દુખનો હેવાલ, બીજા કોણુને કહું—અરે કહેછે,
અરે સત્ય કીર્તી, તારામતી, એને કાંઇ શમજાવો,
એ જુઠું બોલવાનાં લાભ, એને શીખાવો—અરે કહેછે,
હા, ખરૂછે, થઇ નથી, પ્રવાશમાં હજામત,
ઝટ ચાલ બહાર પડ તું, છોડ તું આ ખતપત—અરે કહેછે.

આલ—વાહ, વાહ, કેવું મજાનું ગાયું, દીકરા એક બીજું અં-ગરેજી ગા.

રૂમી—માંએ, કીયું, અંગરેજી ગાઉ, પેલું "ગ્રાંન્ડ ફાધર્સ કલોક" કે "લાસ્ત રોઝ ઓફ સમર."

બમનદારૂ—(બાજુએ) ગાઇ મરની જે તે? વલી અવાઝબી ખુલ ખુલી છે તે "ફાધરશ કોક" ને "લાસરયો શમરશ" કરી મરેશ? એ શું બધા ઢોંગ? અંગરેજી ઠાકે શું કે ગાએ?

આલ—દીકરા તુંને ગમે તે ગા? તુંને પંશદ પડયું એતલે બશ?

રૂમી—હું તો માંમ્જી વરી પેલા "બોમ્બે ક્રીકેત કલબ" વાલા-ઓનું વસઇનું અંગરેજી ગીત ગાઉ?

આલ—અરે, અરે, તેતો ઘણું લામબું છે રૂમી?

રૂમી—પણ માંયજી, બે, તનજ પીશ ગાવશની?

આલ—તારે તો ગા, દીકરા?

રૂમી—(ગાયછે).

So early in the Morning—રાહ.

On 30th of December,
We left our Bombay dear,
And came the same night to Bassein,
Full of joy and amidst cheer,

*Chorus.*

But we are sad to relate,
The intolerable state,

Of the Travellers' dale,
As we entered its gate;
It was about half past nine,
The night was cool and very fine,
Our gharries were running so fast,
That scarcely a glance we could cast.

*Chorus.*

Soon we called out for a sepoy,
And out came a young nigger boy,
Whom we asked some food to get,
And began preparing our bed.

*Chorus.*

**આલ**—હા, હા, શાબાશ દીકરા શાબાશ?

**બમનદારૂ**—(તાબરા ફોડીને) આફ્રીન, આફ્રીન, ઉશતાદખાન, તમેબી બરાજ ચાંન છેવો જો?

[અરદેશર દાખલ થાએછે.

**બમનદારૂ**—આવો શાહેબ, આવો મેહેરબાન, તમે તો જબરા કમનશીબ દેખાવોશ? આએ તમારો હોમી, અરે રૂમી, આવું શરશ ગીત ગાઇ રહયો ને તમે શાંભલવાનાં ઓરતામાં રહી ગીયા.

**અરદેસર**—છત, છત, અમુંને એનાં ગાયણુની શું નવાઇ છે? અમે તો ડેલી શાંભલીએચ? પણ મોબેદ તમુંને કંઇ ગાતાં આવરેચ કે?

**બમનદારૂ**—કાંએ નહી શાહેબ? પણ તમારા ઉશતાદખાન પેલી "કાનશનતીનાંમાં" ઉતારશે કે?

**અરદેસર**—કાંએ નહી? ગાવો, ગાવો, મોબેદ, એતો બધાં ગીત ઉતારેચ?

**બમનદારૂ**—શાલો, તારેતો હું ગાઉશ? પણ શાહેબ જરાક ધુક શેકે?

**આલ**—કાંએ વારૂ ?

**બમનદારૂ**—કેમકે બાઇજી ? હું ગાવાની અગાઉ જો દુધ નહી લઉ તો મારો કંઠ નહી ઉપરે ?

**રૂમી**—માંએ દુધતો નહી હોશે પણ ગાએનુ——;

**અરદેસર**—અરે, અરે રૂમી, એમ નહી, બોલીએ ?

**રૂમી**—નહી શું બોલીએ બાવાજી ? ઉકરડા જેવાને ગાતાં આવેરતું નથી, તે બાહાનું કાહારેય કે દુધ વગર ગવાએ નહી ?

**આલ**—ખરૂછે, દીકરા; કેહેય કે નાંચતાં આવરે નહી તો આંગણું વાકુ ? તેમ ગાએ બધું પરીયાં જેવું ને વરી તેમાં દુધ બુધ આપો ?

**બમનદારૂ**—લેવો, લેવો, એમતો શું કંઇ છેકજ હલકો સમજોશ કે ? જોઉ ઉતાર !

[ ગાયછે.

ગોદરાનો ગાંધી—રાહ.

બમનદારૂ બોકરો, શુખલા બાપાનો શોકરો, એજછે ખરૂ મારૂ નામરે-
કારજ કરાવવાં, જોડાં શાધવાં, તેજછે બંદાનું કામરે-બમનદારૂ-
નશારીનો મોબેદ, ભગરીયાનો નહી ભેદ, ચોખ્ખો દસ્તુર હું ગણાવુ રે-
આતશ બેહેરામ શું, કે અગીયારીમાં જાઉ, તાંહથી હુંજ "વડો"
કેહવાવુંરે-બમનદારૂ-
કારજથી કરવું-અસ્તમ નહી છોરવું-લેઉ બે ગમથી હું દાંમરે-
ખરો પશીનો ઉતારી હું કમાવું, નહી ગણાઉ કઈ નીમક-હરામરે-બમનદારૂ
ચાલો ઉઠોની-બાહેર પરોની-હંઇયાં શા-માટે બેઠાછો-રે-
ચાકરી ધંધો જો નહી હોએતો, કારજ કરનાર તમો થાવોરે-બમનદારૂ-.

**બમનદારૂ**—(ગાઇરહી પોતે તાબરા ફોડી, પોતાની પીંઠ ઠોકતો ઠોકતો બોલેચ) શીઆબાશ, દીકરા બમન, કેવું શુખલા બાપાનું નાંમ રાખ્યું ?

**અરદેસર**—ખરેખર, મોબેદ, આફરીનછે, કોણ એવું ખુલ ખુલી ગાયણુ ગાશે ?

**બમનદારૂ**—તારે !

**રૂમી**—તો, તો, ગાનારમાં એવન એખલાજ તો ?

**આલ**—વારે મારા દીકરા, કેવું મજેનું બોલ્યો; જાણે બધી તારી પરથી ઓવરાઇ જાઉ ?

**અરદેસર**—વારૂ, મોબેદ કંઇ બીજું આવરે તો ગાવોની.

**રૂમી**—હાત, હુસ; બધા કાગરા આવશે બાવાજી ; કેસ મેલી એક ઠાકેચ, ને વરી બીશમીજું શું ગવરાવોચ ?

**બમનદારૂ**—શું ? કેશમેરી ને મીશમીથુ જોઇએશ ? લે, લે, આ ગીત તો શાંભર, તારો બેહેશતજીવમાં જશે ?

**અરદેસર, આલ, અને રૂમી**—હા, હા, મોબેદ, ચલાવો મોબેદ ?

**અરદેસર**—(બાજુએ) મોબેદનું નાંક શુંકાબેચ કે શું ?

**બમનદારૂ**—લેવો શાહેબ, તારે તો આએ ગાઉશ ?

( ગાએછે, )

જોરે જાલમ કાંએ ગમ—રાહ.

આવની ઝાંન, તું પાશ મારી, એ કુરાઇ પ્યારી--કુરાઇ મારી,
મુંબઇથી આયો હું નવશારી—તારી પાની, દીલરૂબા મારી—આવની.
હું તો ઝાણે કે ઝાંગલો, ને તું તો છે મારીજ મધમ,
બગલોમાં હાથો લઇ, ચાલીએ, આપણે, ધોમ, ધોમ—આવની
બોલું જો કે "બરીંગ વોતરશ" તો લાવી આપજે "પાણી,"
"હાવરૂઇડુ", જો હું કહું, તો "કેમ છે તુ" સમજજે જાંણી—આવની.
અગરજો કેહવું હોએ, તુંને "હા", તો "એશ, એશ", બોલજે રાડા,
"નો", "નો", કરવે શમજ, મારી જાન, તું તો "ના"—આવની.

**બમનદારૂ**—કેમ સાહેબ, શું ધારીયું ? આએ અંગ્રેજી શીખ્યા તે જોયું ?

**અરદેસર**—ખરેખર, આએ ગીત ઘણું રમુજી છે ! તે તમે લોકો અંગ્રેજી નહી શીખ્યા, ત્યારે એમ ગવાએ કની—નહી તો કોઇની તાકાત છે કે તમારા લોકની મશકેરી કરે ? વારૂ ચાલો મોબેદ, એ બધું પરતું મુકો ને મારા રૂમીનું શું કીધું તે બોલો ?

**બમનદારૂ**—વરી કરે. શું ? એક વખત તો રૂમીનો મીરૂ બના બ્યો, ને હવે કેહેવો તો સાહેબ, પાશો હોમી બનાઉ.

**અરદેસર**—અરે, એ બધા ઘેલાં, ગાંડા મુકી દેવો, ને પાધરૂં પાધરૂં બકોની ! કે એની બૈરીનું શું કીધું.

**બમનદારૂ**—અરે સાહેબ ? તેનૂં કાંએ બીશારીનું કઇ આરૂં, અવરૂં કરાવોશ ? હજુર તો આવી નથી તેટલામાંશ.

**અરદેસર**—અરે બાદશાહ ? એની બૈરી તમે શોધવા ગીયાતા તેનું શું થયું તે બકોની ?

**બમનદારૂ**—પણ એની બૈરી શે કયાં કે હું શોધવા જાઉ ? બૈરી આવી નથી તેટલાં શું વ્રાહસી ગઇ ?

**રૂમી**—અરે કાકા અંદુશ ; મારે વાશતે તમે બૈરી શોધવા ગીયા તા તેનું શું કીધું ? હવે શમજ પરી કે ?

**બમનદારૂ**—તો એમ બોલની ભાઇ શપરચંન ? હવે કેવી શમજ પરી ગેઇ ?

**આલ**—મારો દીકરો હુશીયાર તો ખરો જો ?

**બમનદારૂ**—(બાજુએ) તો, કેવો, કેવો, ઘોબીનો ભાઇ પઠરશ તો ? કાંએ નહી, હુશીયાર, આજ કાલ “ એ મે દી ” થાશે ને. (મોતેથી) પણુ શેઠજી, એનાંને વાશતે જે હું બૈરી શોધી લાયોશની તેનાં માંબાપ તો દશ પંદર હજારનો બુક ધરી બેઠાંશ.

**આલ**—તે શું છે ? માંગશે તે આપશું ? પણ છોકરી શોભઇતી છે ?

**બમનદારૂ**—બે અદબી માંફ શે બાઇ ? પણ તમારા રૂમી કરતાં તો શો દરજ્જે શરશ. જો ખરૂં પુશાવોતો તેનાંમાં ને એમાં આશમાંન, જમીનનો ફરકશે. જો તેની ખુબશુરતીનું બીયાન, પેલા “ અરમ ” શાહેરનાં બોલોમાં કેહું તો તેબી થોરૂ શે, તે કહેશ કે—

ખરે શે તે એક નાંજુક નાર,
શોભી નીકલેશ વગર કરવે શંનગાર.
તેનાં રેશમી બાલ, તેનું બરફી કપાલ-

તેનું શીધું નાંક, તેનાં ગુલાબી બાલ-
તેનાં પરવાળાં જેવા હોઠ, તેની ઉભી ગરદન,
રીઝવેશે, દર એક જોનારનું મન.
તેની બલુ આંખ, તેની પતલી કમર-
તેનો હશતો ચેહરો, તેની નાની ઉમર-
તેની ખીલતી શાતી, તેનાં પતલા પગ-
ખરેખર ગણ્યાએ, એક ભારે ઠગ.
પણ તેનાં ભીતરનાં ગુણો, તેનું શાનને ગ્યાન,
ખરે કરેશ આદમીને અકલથી હેરાન,
તેની મીથી ભાશા, તેની માયા ને શાલેશાઇ,
તેનું હેત, તેનો પ્યાર, ને તેનીજ ભલાઇ,
ખરે કરશે, શરવે ભરઠારને શુખી-
એવું માનેશ " અરમ" પોતે દુઃખી.

બમનદારૂ—કેમ શેઠ હવે શું ધારીલું, કેવું ભડેલું શે?

અરદેસર—પણ મોબેદ, જો તમે બોલ્યા તેમજ હોએતો—

બમનદારૂ—હું ધારથ કે શાહેબજી પણવા માગો.

અરદેસર—છત, છત. દસતુર, એમ નહી; પણ ખચીત એવી સ્ત્રીને મારી વહુ કરૂં.

બમનદારૂ—પણ તેબી તમારાશ હાથમાંશે; લેવોની; કારણ શું કે તે લોક બીશારાં લુખ્ખાંશે, ને આજે તો દોહરીયાં જોઇએશ; તે દસ પંદર તોલોની હમણું આવશે?

અરદેસર—હવે દશ, પંદર કે વીશ, એ બધાનીતો વાત સ્હી, પણ જો પાંચ છ, માં બનતું હોએ તો મોબેદ ચુકોના; તમેબી બેમીલાંમાંથી જશો નહી.

બમનદારૂ—( બાજુએ ) બચ્ચા બમન, આએ લાગ થીકશે; શીર, એ પાકને ચીર, ( મોટેથી ) વારૂ તારે તો હું જોઉ, ને જેમ તેમ સમજાઉ?

બાલ—પણ જો, જો, મોબેદ-એમતો એકદમ છ હજાર નાં કહી દેતા.

બમનદારૂ—નહીરે બાઇજી! હું તો એક હજારથી વધશ ને જેમ પેલા હોરાજીને ત્યાં કૂડીયું લેશ, બે દોરીયાં બે, જોઇએતો વરી અરધી ઉપર લે, એમ કરીએશની તેમ આસ્તે આસ્તે લાવશ ને ખોડા કરશે તો સારા બે હજારમાં પતાવશ. સાલો બાઇ હવે રજાશે?

આલ ને અરદેશર—હા? જાવો, ફતેહ કરી આવો?

---

## પ્રવેસ ચોથો.

[બમનદારૂ રસ્તામાં એકલો આવેછે.

બમનદારૂ—અરે ખોદા! માફ કરજે હો. હુંબી આએ શું ગુનાહ કરૂછ! ઓ પઇસા! અજબ તારો માણસપર કાબુછે! જોની તારે ખાતર બીચારી ગરીબ શોકરીનું નખોડ વારવા મેં કેવી બાઠ બીરીશ! પણ કરીએ શું! પેટને કેમ ભરીએ? જયારે અસ્તમ અફરગાને પુરૂં નહી થાંએ, ત્યારે પશી એવોઝ ઉપાએતો! બસ્ચા બમન, "અરમ"ની ભડેલી ખુબશુરતી તો ઘણી કામ લાગી. અરે પણ એ કામની શુ! કેટલી જુઠી લવારી! કેવું હરહરતું જુઠું? અવાખશે પશેમાન! અવાખશે પશેમાન! કેવો અઝીમ ગુનાહ! મારી ખાતરી શેકે એ લોકો નાં કહેનાર નથી, ને બીચારી પુતલી ફસાશે? પણ હવે થઇ ચુકું. કરૂં તે શું? જો, જોડું થતું નથી એમ કહી ખશી જાંઉચ તો એ લોક કંઇ મુકનાર નથી. કોઇ બીજાની મારફતેબી કરશે? ને પેલા જમશા કાકાબી એતલા નીચવઇ ગીયાશ, કે દીનબાઇની મરજી ઉપરાંતબી કબુલ કરશે. તારે હું શું કરવા એવો ધઘેરો થાઉ કે હાથમાં આવેલો લાવરો જતો મુંકુ! અરે નહી, નહી; શાલ, શાલ; બે ઘરી મજાહ પરશી મે ગજવું તર થશે. કેમ? થીક વીશાર કની! તમેબી બધા આવો ને કાજ કરનારા થાવો—શાસો બેઠા શાનાં—?

[શોરી જાએછે.

---

## અંક બીજો—દેખાવ પેહેલો.

[જમશેદજીનું ઘર, દીનબાઇ શીવવાનો શાંચો ચલાવેચ, પુતલીબાઇ ભરેચ ને જમશેદજી લખેછે.

[બમનદારૂ દાખલ થાએછે.

**બમનદારૂ**—(જમશેદજીને) શાહેબ મેહેરબાન શેઠ (દીનબાઇ તરફ જોઇ) કેમ બાઇ બધાં કામમાંજ રોકાએલાં દેખાવોશ?

**દીનબાઈ**—શું કરીએ બાવા? વખતને નૂમવું જોઇએ? વખત તેવી વાત?

**બમનદારૂ**—(શાંચા તરફ જોઇ) પણ આએ શું, ખત, ખત, ખત, થયા કરેશ?

**દીનબાઈ**—બાવા ખત ખત છે કે ગત ગત છે, પણ હમુને ઘણો કાંમનો છેની?

**બમનદારૂ**—પણ એ કાણુનો શાંચો? કેમ લીધો?

**દીનબાઈ**—એ શીંગરનો છે બાવા—

**મોબેદ**—(બાજુએ) નહી ખાજાનો હોશે?

**દીનબાઇ**—ને બાવા હજુર વેચાતો લીધો નથી એતો બાવા હફતે છે?

**બમનદારૂ**—એતલે વરી હફતે, તે શું?

**જમશેદજી**—(ઉંચુ ડોકું કરી) દશતુર શાહેબ, હફતે એતલે એમ કે અમારા જેવા ગરીબ માણુશથી એકદમ પૈશા નહીં ભરાએ, તારે દર મહીને થોરા થોરા ભરીએ ને બધી કીમત ભરી રહીએ, તારે શાંચો આપરો ગણાએ? જાણે હફતો એટલે એક જાતનું ભારૂં?

**બમનદારૂ**—વાહ રે? એ તો ઘણું શારૂ? સાહેબ આએ ગોલા-મનાં ખાધા ફરનીશરવાલા ભારૂ ખાયા કરેશ, પણ જારે હોએશ તારે માલ તો ઉચકી જાએશ, પણ આએ શારૂની? કે આપરો પઇશા જાએ નહી ને શામબો માલ આપરો થાએ?

**દીનબાઈ**—હા, બાવા એ ગરીબોને કેટલું બધું શુખ ? હમેબી શીતેરમાંથી શેકડા (૩૫) ભરીયા ને તેબી આએ, આશેપાશેનું શીવીને જો ? કાંય નહી બમનદારૂ આપરાં પારશી બૈરાંઓ જે લાચાર હાલતમાં હોએ તે પોતાનું એમ ગુજરાણ કરે ?

**બમનદારૂ**—ખરૂં શે બાઇ ? જારે કામ ધંધો કરવા કેઇએશ તારે કહેશ કે પઇશા કાહાંશે ? પણ આએ તો વગર પઇસે ધંધો થાએબ્તેવું શે ? હુંબી કાલે મારી ગોરાણીને એકુ શંચો અપાવા દેઉ ?

**જમશેદજી**—ખરેખર દશતુર ; હું મશકેરી નથી કરતો ; એમ તો તમારી ગોરાણીઓ કશતી વણેચ કની ? ને એમાં કાંઇ ફકટ શીવાએચ એમજ નથી હં ! પણ બીજું ઘણી જાતનું કામ થાએચ જો ! જુવોની આજે મારી પુતલીએ, એક મારે વાશતે સ્લીપર ભરીચ ?

**બમનદારૂ**—(હાથમાં સ્લીપર લઇને) હેં ? શું શાહેબ ? એ કામબી એમાં થાએશ ? પણ તારે સાહેબ એ શીખીએ કેમ ?

**દીનબાઈ**—અરે બાવા, એ લોક બીચારા મફટ શીખવેચ ને તે બી વરી ઘેર બેઠાં; તમારે તાંહ માણશ આવીને શીખવી જાયચ !

[શેહેરીયાર આવેચ.

**શેરીયાર**—(દીનબાઇને) શેઠ, શેઠ, ઘી કારવા કુંચી આપેચ ?

**બમનદારૂ**—હો, હો, બાઇ, એ વરી નવો શાકર કાંહાંથી આયો ?

**દીનબાઇ**—કરીએ શું ? જુવોની તન, તન, માણશ ઉતાં તેમાં શેકરૂં એક રહયું, ને તેબી આએ ગમાર ઇરાણી શોધી કાહારીયોચ ; કાએજે પારશી ચાકરો તો આજે શચતામા રહેતા નથી ? (ગમગીનીથી) ઓદા કેદારે દાહરો ફેરવશે ?

**બમનદારૂ**—અરે એમ શું બોલોશ ? બેહેન દીનબાઇ ? ઓદા તમારા ધણીને સલામત રાએ ? લેવોની ? એમ તો તમારો બધો દાહરો ફેરવાએ, એવું કાજ તમારી પુતલીબાઇને વાશતે લાયોશ ? તમારો વીચાર શે ?

**જમશેદજી**—હા, હાશતો ? વરી વીચાર શાનો; કંઇ દોહરીયાં હો એ તો ગલે વરગાવીએ ?

**બમનદારૂ—**અરે સાહેબ, માંથે તો પરશે એવોશે ? હજીર તો ખશકોલે જાએશ ને વરી ચીબાવલો ને લારકો શે ?

**જમશેદજી—**બાવા જે હોશે તે ચાલશે, હઈ તો પઇશા જોઇએચ. હમનાં શીખેચ તો શું થયું ? પછી શીખીને તો કમાશે ?

**બમનદારૂ—**હાજી, પેલું શું ? "મેતીનકુનલેત" થઇ દાક્તર બનાવોશે?

' **દીનબાઈ—**ગલી ગલીએ પાત્યાં વધારવા કે ?

**બમનદારૂ—**નહીરેજી ? મોહલે, મોહલે પીઠાં માંડવા.

**જમશેદજી—**પણ દશતુરજી તમે એમ નાં શમજતા કે એ ધંધો હલકો છે; ફકત ગલી ગલીએ પાત્યાં ને મોહલે મોહલે પીયાં થવાનો શબબ એટલોજ છે કે હંઇજ પરી રહેચ; એમ નથી જોતા કે જે ગામમાં પોતાની ખુત હોએ તાંહ જઇ નાણું એકઠું કરે. બશ મુંબઇ ને મુંબઇજ. ખરૂં કહુંચ કે એ આજકાલનાં દાકતરો જો હીંદુસતાનનાં આતબા બધા શેહરોમાં જાએ તો જરૂર દલ્લો લાવયા વગર રહે નહી. તમે માંનશો હું ફરાકાબાદથી તોપખાનાંબાદ જતોતો તેમાં મેં નહીતો ૨૭) એક ગામ પશાર કીધાં હોશે પણ એક શીખેલો દાકતર મારી નજરે પરીયો નહી. જોકે આટલાં બધાં ગામ જતાં મને લગભગ આંઠ દશ કલાક થયા, તેમાં એકું તેવો "ગ્રેજુએત" તો મલીયો નહી.

**બમનદારૂ—**(બાજુએ) બાપલા મુંઓ કેમ હાં કેશ ?

**જમશેદજી—**હવે, એવી એવી જગાએ જઇ પોતાનું નશીબ અજમાવે તો ખોતું શું છે ?

**બમનદારૂ—**હા શાહેબ, તમે કેવોશ તેમ કંઇ કરવાનાં શે ? પણ જારે એ તમારો જમાઇ થાએ ત્યારે તમેજ એને પેલું શોનાપુર—તમે કાહાં જઇ આયા ? હં, કોલશાબાદ, તાંહ મોકલજો ?

**જમશેદજી—**પણ તારે હવે એ જમાઇ છે કોણ ?

**બમનદારૂ—**તે શેઠ મેં પેલા અચારવાલા શાથે તેનાં શોકરા વાશતે વાત કીધી પણ તેતો શાંમો તમારી પાશે કંઇ ઓકાવા માંગતો તો— પણ મેં ઘણું શમજાવીયું તારે ઠેકાણે આયોશ ને હજારેક તોલે એવું લાગેશ ?

[શેરીયાર આવેછે.

**શેરીઆર**—બાઇ, બાઇ તારી બોજ પેલી દશતુર લાવીચ?

**દીનબાઈ**—જા, તાંહ મુકાવ ને હંઇ કંઇ મોબેદ શારૂ લાવ?

**શેરીયાર**—વારૂજી?

[જાયછે.

**જમશેદજી**—જો, હજારથી વધારે તોલેતો થીક?

**દીનબાઈ**—પણ તમે એવા જમાઇને કરશો શું? જમશેદજી, એનાં માંએ, બાપ, પાશે દોહરીયાં છે તે વાત ખરી? પણ તે કંઇ હાલ એનાં હાથમાં હોશે? ને તેટલાં ખોદા નાં કરે ને કંઇ દુશમેન તેના માંએ બાપને થયું તો આપરી છોકરી રખરી મરેકે?

**જમશેદજી**—અરે તું એવી કાંહાં વાત લાવેચ? તેતો પછી નથી બની વાત. જે ભાએગમાં હોએ તે થાએ. નહી તો શું માંથે બલા રાખી મુંકીએ કે?

**બમનદારૂ**—ખરૂશે શેઠ, એમતો કંઇ આપરે જાણી બેઠાશ? વરી ખોદાએ કરેતો કંઇ દાહરો ફરે ને તમુંનેબી શારૂ થાએ?

**દીનબાઈ**—બા, તમુંને ગમે તો કરો? મારી તો કંઇ મરજી નથી.

**જમશેદજી**—(ચીરડાઇને) પણ તારે આએ ઉથરાં જેવી વધી જાએ ને નહી ઉચકાએ તો કેમ ઉચકાવીએ?

**બમનદારૂ**—(બાજુએ) હેલકરી પાશે ઉચકાવીએ.

[શેરીયાર, પોરી, ચીભરૂ, કેરવઇ, વગેરે લઇ દાખલ થાએછે.

**દીનબાઈ**—લેવો આએ મુંવો ધમાર હાથમાંજ ઉચકી લાયો, અરે એ મેંત, રકાબીમાં લાવીએ કની, જો કોઇ બાહારનું માણુશ આયું હોય, તો હમેશાં શોજી શાક રકેબીમાં મુંકીને લાવીએ? શમજયો? જા

[શેરીયાર જવા માંડેચ તેવામાં.

**જમશેદજી**—અરે હંઈ આવ શેરીયાર? મારા બુત શાક કીધાંચ કે? જો શાક કીધાં હોએતો લાવીને હંઇ મુક.

**શેરીયાર**—વારૂજી. [જાયછે.

**બમનદારૂ**—(ચીભરૂં કાપતાં, કાપતાં બોલેછે) બેઅદબી માંફ઼શી બાઇ, પણ ખાંન વગર ચીભરૂં શવાદજ નહી આપે જો?

**દીનબાઇ**—મોબેદ, ખાંન તો પુરી થઇચ પણ શાકર ચાલશે?

**બમનદારૂ**—હાજી ?, કાંએ નહી ?

[ શેરીઆર રકાબીમાં બુત મુકી લાવેછે.

**જમશેદજી**—અરે એનું શત્યાનાશ જાયરે એને રકાબીમાં લાવવા શીખવયું તે બુતબી રકાબીમાં લાયો? જા એ મુક હંઇતે આએ શેઠને વાસ્તે થોરી સાકર લાવ.

**શેરીયાર**—વોરૂજી. [ જાએછે.

**જમશેદજી**—તારે કેમ મોબેદ કંઇ વધારે નહી આપે? એક બેમાં આપરૂં શું વલ્યું ? એટલાતો ખરચમાંજ ઉડી જાએ ?

[ શેહેરીયાર કુતરાને બાંધવાની શાંકલ લાવેછે.

**જમશેદજી**—અરે એનું ખાનું ખરાબ થાએરે,એને શાકર લાવવા કહયું તો તેને બદલે શાંકલ ઉંચકી લાયો, અરે જંગલી, ખડાએલી શાંકલ કોઇ રકાબીમાં મુકે? જા, પત, હંઇથી.

[ શેહેરીયાર જાએછે.

**બમનદારૂ**—તે જુવોની શાહેબ ? વરી ઘણું થાએ તો બે કે તરણ પર આવે ? પણ તમારો વીચાર કયાંવેરનો શે તે જણાવોની કે ઠોકી બેશારૂ ?

**દીનબાઇ**—( બાજુએ ) અરે ઓદાએ, જાણે મારી છોકરીને દુશમેન વેચવા કાહારીચ !

**જમશેદજી**—મોબેદ પાંચવેર હોએતો થીક પછીતો જેમ વધારે હોએ તેમ વધારે શારૂં ?

**બમનદારૂ**—અરે કંઇ નહીરે શાહેબ, હજુર તો, તે લોકનો વીશાર જોવો જોઇએ ? ( બાજુએ ) ગાંમમાં તો પેશવાનાં શાંશા ને શેઠજીને તો ગરમ પાણી જોઇએશ ?

**જમશેદજી**—કેમ દીતુ, મેં ઓછામાં, ઓછાં પાંચ માંગયાંચ ?

**દીનબાઇ**—પણ તમે કાંએ જમશેદજી પઈશાપર લોભાઇ, જાણી જોઇને છોકરીને દુખી કરવા માંગોચ !

**જમશેદજી**—( ચીરડાઇને ) તારે જા, તું સમજે નહી, તો હું છેઉ ને મારી છોકરી છે.

**દીનબાઈ**—ઠીક ત્યારે તમે બધું કરો, લેવો આએ હું તો ચાલી ?

[ જાયછે.

**પુતલી**—માંય, માંય, કાંહ જાવાય? જુવોની, એમાં હવે કારો રંગ લેઉં કે ?

**દીનબાઈ**—ચાલ દીકરી અંદર આવ, હું જોઇને કહું.

[બેઉ જણાં જાયછે.

**જમશેદજી**—જોયું કે ! પેલી પુતલીનેબી તેરી ગેઇ. વરી તેને કંઇ શમજાવશે બમજાવશે, લાવોની આપરે હમણાંજ તેને તેરીને પુછીએ.

(મોતેથી હાંક મારેચ) શેરીઆર, શેરીઆર.

**શેરીયાર**—આવીજી.

[શેરીયાર આવેછે.

**જમશેદજી**—જા, મારી પુતલીને બોલાવી લાવ ?

**શેરીયાર**—પણ તે કાં છેજી ?

**જમશેદજી**—મારા ઓરડામાં વરી ?

**શેરીયાર**—વારુજી. [જાયછે.

**જમશેદજી**—હવે જોવોની બમનદારૂ, જો એ લોકો પાંચ હજારે કબુલ થાએ તો કેહેજો કે બાવા હમે તો બધું ગરીબ શંશારે કરશું; હમારાથી કંઇ ઘણી ધાંમધુંમ થાએ નહી.

[શેરીયાર ધુરથી ભરેલી મતોરીની પુતલી લાવેછે.

**શેરીયાર**—લેવોજી, બધી ખરોબ છે.

**જમશેદજી**—અરે તું મરેરે તું ; એ કયાંથી શોધી કાહારી? કંઇ કોચરાનાં શાલની આદમ બાવાનાં વખતમાં, મારા બાપનાં બપાવાએ પાંજરાંપોરની જાતરામાંથી લીધેલી; એ તારે હાથ કયાંથી લાગી? અરે એ નહી ? જા, મારી છોકરીને બોલાવ ?

[શેરીયાર જવા માંડેચ તેટલામાં.

**જમશેદજી**—અરે પણ આએ લઇ જાની?

**શેરીયાર**—અરે અંઇ રોખ, રોખ, મજેહની છે?

**જમશેદજી**—અરે ગગારે, ઉચક, વરી ફરમાશું ફરનીચરનો "પીસ" પરીયો તે હંઇ રાખું? જા, જલદી.

[શેરીયાર પુતલી લઇ જાએછે.

**જમશેદજી**—એ અડગરો મારે નશીબે કયાંથી આયો?

**બમનદારૂ**—શાહેબ, એ ઇરાણનાં નાહશી આવેલા એવાશતો?

[શેરીયાર બકરી લઇ આવેછે.

**શેરીયાર**—લે, બાઇનાં શેઠ તારી બોકરી આવી; બોકરી.

**જમશેદજી**—તારૂ ભલું થાએરે તારૂ? એને કેમ શમજાઉ? અરે ધધેરારે તારી બાઇ છેની; તેની નાલી બેટીછે; તેવણને બોલાવ.

**શેરીયાર**—વારૂજી. [જવામાંડેછે.

**જમશેદજી**—અરેપણ હંઇ આવ? આએ "ડરતી" કુવર જેવો લેંગો કાંએ પેહરી આયો?

**શેરીયાર**—હુંચી કરેચ? બોઇ નવો લેંગો આપી તેનાં નોરાને બધા ઠીગરાછે?

**જમશેદજી**—(ચીરદઇને) વારૂં જા પત—મારી બેટીને બોલાવ.

**શેરીયાર**—હવે સમજીચ? (બાજુએ) શેઠ પેટી મેંગેચ; પેટી?

**જમશેદજી**—ખરેખર બમનદારૂ, એ ઇરાંણી જંગલીઓ શું આ પરૂં કાંમ કરતાતા? પણ એ લોક થોરૂં શીખ્યા કે હુંશીયાર થાએજો?

**બમનદારૂ**—ને શાહેબ શીખ્યા એટલે વંજોબાં માંપેજજો? એટલા શશતા રહેતા નથી.

[શેરીયાર લખવાની પેટી લાવેછે.

**શેરીયાર**—લેવાજી.

**જમશેદજી**—બશ હવે હુંતો થાકો? એ જંગલી એ મુકી આવ ને તારાં બાઇછેની તેની સાથે આપરાં નાલી બાઇ નથી? તેવણને તેરી લાવ.

**શેરીયાર**—વારૂજી. [જાયછે.

(શેરીયાર અંદરથી બુમ પારેચ). એનોલીબોઇ, એનોલીબોઇ તુંને મારી શેઠ બોલાવેચ.

[નાલીબાઇ પરેશાન દાખલ થાએછે.

**નાલીબાઈ**—કેમ જી ભરૂ જમશેદજી? આજે કંઇ મને ગરીબને યાદ કરવી પરી?

**જમશેદજી**—અરર એ મરેરે? તમુને બોલાવી લાયો કે માંએ? માંફ કરજો હું બેહેન નાલીબાઇ, મેં તો મારી પુતલીને તેરાવીતી; જરાક એને મોકલો તો માંએ?

**નાલીબાઈ**—(ઉઠતા ઉઠતાં) વારૂ ભાઇ હમણાં મોકલુંચ. પણ શું કંઇ બમનદારૂ સાથે ચોકઠું ગોઠવવા બેઠાચ કે? સંભાલીને કરજો હું બાવાજી? નહી તો મદઇ ખારામાં નહી પરો? હું જાઉચ હું? ભાઇ? [જાયછે.

**જમશેદજી**—જોયું કે? એ રાંન દીનુંએ, એને કંઇ ભેરવી આપ્યુંચ? કોણ જાણે શું છે તેએનો પેલા હોરમસજી પરજ વીચાર છે?

**બમનદારૂ**—(બાજુએ) તે બીચારી શું કરે? શોકરીનું શુખ જોએશ? [પુતલીબાઇ આવેછે.

**જમશેદજી**—જોની દીકરી પુતલી, મેં તારે સારૂ બમનદારૂને ઘણું શમજાવ્યુંચ ને ઓદા કરશે તો આજ કાલ તારૂ કારજબી લાવશે. જો તું નાં, નાં, કહેતી હુંકે? તુંને ગમેચ કની? વરી ગારી ઘોડે ફરવાનુ મલશે? પોલકાને બુત પેહેરવાનાં મલશે? ને દોહરીયાવાલો ધણી મલશે? બીજું વરી શું જોઇએ?

**પુતલી**—બાવાજી તમારી મરજી ઉપરાંત હું કંઇબી કરવા માંગતી નથી, પણ કંઇ મારો પછવારેનો વીચાર કરી પરણાવી આપોતો શારૂ?

**જમશેદજી**—સેવો વરી એવનનાંમાંબી માંએજીની માફક પછવારેનાં વીચારો આવી ગીયાચ; કેમ કંઇ માએજીએ ભણાવી રાખ્યુંચ કે?

**પુતલી**—નહી બાવાજી? તમે નાંહેકનાં, માંએજીને નાં બદલામ કરો; હું હંઇથી ઉથી ગઇ ત્યાંવેર હું એમજ ધારતીતી કે બમનદારૂ મારાં લગનની વાત મશકેરીમાં કરેચ! પણ જયારે આજે મને નાલીબાઇએબી પુછયું ને તમેબી ખરેખરજ લગનનો શવાલ કીધો ત્યારે હવે મને લાગેચ કે મારા ભવીષ્યનાં શુખનો પાયો, આજ કાલ નખાશે. તેથીજ હું અરજ કરી કેઉંચ કે બાવાજી, કોઇ શારે ઘેર આપશોં તો

ખોદા નાં કરેને તમારો વખત વધારે પરતો આવે તોપણ ઘણું નહી ને થોરૂબી મારા માયાલુ ધણીની મદદથી હું તમારૂં કંઇ કરી શકું?

**બમનદારૂ**—(બાજુએ) શું, શીયાણી શોકરી! બીચારીને કેટલું લાગેશ? (મોતેથી) પણ બેહેન પુતલીબાઇ તમારા બાવા કંઇ જાણી જોઇને તમોને ખારામાં નાંખવાનાં છે? પશી તો ખોદાએની મરજી. એ કંઇ આપરા હાથમાં છે? કેમ તારે હું જઇને નકી કરી આંઉ કે?

**જમશેદજી**—હા, હા, જાવો મોબેદ ને વ્હેલા શારા સમાચાર લઇ પાછા ફરો?

**બમનદારૂ**—(જતો જતો,) બચ્ચા ઉભો રહે? "સમાચાર" ને "જામે" બેઉ લેતો આંઉશ?

[જાયછે.

**જમશેદજી**—દીકરી પુતલી? હું મોબેદ આવે તેટલાં બહાર જઇ આઉંચ. મને જરાક કાંમ છે, પણ જો આવતાં મોડું થાએ ને બમનદારૂ આવે તો પુછી લેજે કે "હા" કેહેચ કે "નાં;" બશ એતલે હું શમજી લેવશ.

**પુતલી**—વારૂંજી.

[જમશેદજી જાયછે, પુતલી ગાયછે.

(પરદો રંગીન, નશીયત કરેચ—રાહ.)

અરે ખોદા આએ શું બનાવ, પઇશાનો કેવો છે દોર?
પઇશા શર શઉ નીકલે બહાર, હોએ તે બલવાન, કે કમજોર—અરે.
પઇશાપર પરણાવા, થયા અમારા પેદર તઇયાર,
પઇશાપર ફકત લોભાઇ, નથી કરતા કાંઇ વીચાર—અરે.
કોણ જાણે કેવો હશે એ છોકરો, શાંભલવેછે બહુ ચીબાવલો,
નથી ઉદયોગી, નથી ભણેલો, નથી શાથે હુંનરવાલો—અરે.



## પ્રવેશ બીજો.

[અરદેશરનું ઘેર, મીરૂ શામન શાફ કરતો
કરતો ગીત ગાયછે ને બમનદારૂ આવેછે.

તોજમ એ તોજ—રાહ.

ઓવીચ હું હંઇ, ઇરણથી,
નોમે મન, "મીરૂ નથી"—ઓવીચ.

જમશેદ બીન, રૂશતમ કેહવાઉ,
પણ ધરમશાલામાં "મીરૂ" ગણાઉ—ઓવીચ.

ચી, કરેચ છે, અમપર જુલમ,
તમ મુંબઇ લોક શું જાણેચ એ શીતમ—ઓવીચ.

ઇરણનું લોક છે ઘણું ખરોબ,
જુલમ કરી લુતેચ તે, નાંન ને કવોબ—ઓવીચ.

નહી ઓપેચ કરવા ખેતી,
કેમ કરી ભરેચ હમ પેતબી—ઓવીચ.

શારા છે આમ્મે ઇંગરેજનું રાજ,
કે હોથ, પગ શલામત રયાછે આજ—ઓવીચ.

રાણીને બખશે લાંબી જીંદગી,
એવી કરેચ મીરૂ બંદગી—ઓવીચ.

**મીરૂ**—(બમનદારૂને એકાએક જોઇ) ઓવોજી. કોણને પુછીચ (વધારે આગલ જઇ) આમ્મે તો દારીવાલી પેલી દશતુર છે! કેમ છે? શોરી કોણી છેની?

**બમનદારૂ**—બસ્ચા ગુલામ? વીશરી ગીયો કે? શાકરી અપાવી તે? તારો શેઠ કાંહાંશે?

**મીરૂ**—મારી શેઠ અમનાંજ બાહાર ગેછચ. તે અમને ઓવેચ, તું બેસ, હું જોએચ.

**બમનદારૂ**—વારૂ, વારૂ, તારૂં કામ કર. હું તારી વલે કરાઉંશ? (ખુરશીપર બેશેછે) અરે દાદગર દાતાર! આમ્મે શું મોહકાન? અવાકશે

પશેમાન, અવાકશે પશેમાન ? પર્ઈશાનેબી શુ ચારો ચાલેચ કે પેલો બુબાખ જમશો પાંચ હજાર રૂપયા ખાતર પોતાની શોકરી વેચવાને તઈયાર થયોશ. ધુરપરી એનાં જીવતરપર ? લીયાનતશે એવા પારસીપર ! શું એમ તે કંઇ કરવું ઘટે ? (બહાર પગલાનો અવાજ થાએચ તે શાંભળી) પણ આએ શું, "તાપ, તાપ" થાએશ ? ઓહો, આવોની શેઠ તમારી વાર જોતો બેઠોશ ? (અરદેશર, આલ, ને રૂમી, આવેછે) લેવો તમારા રૂમીનું તો નકકી કીધું પણ ને કયારે ? જો આંએ બધી શરતો કબુલ કરો તો ? હું ખરૂં કેઉશ જો ? હું કંઇ મજાક નથી કરતો ? બાઇ અલીબાઇ તમેબી સાંભલી લેવો ? માંએ ? પેહેલું તો એકે ? તમે થાંમ્ભાં શોકરીને રોકરા ૫૦૦૦) તોલો, બીજુ જવેરાત કરો તેતો જુદું, તીજુ મને મારી મેહેનતનાં ૨૦૦) ભજો, પશી વાગો, બાગો તો તમારી ખુશી પરમાણે; ને ચોથું તે લોક કંઇ કરે નહી; પણ પાશમું આએ ચોખ્ખી શોકરીના લઇ પરવા આવે તેશ.

**આલ**—તારે એવા લુખ્ખા આદમીની છોકરી લીધામાં ફાએદો શુ !

**અદી**—જરાક થોભોતો ખરાં "દીયર" ? છોકરી કેવીછે તેતો જોઇએ ?

**બમનદારૂ**—હા ? શોકરી જોવી હોએતો લેવો આએ તેનો "ફોતોશત" લાયોશ; બીલોર જેવી ચોખ્ખીછે ?

**અરદેસર**—( શબી જોઇ ) હા, હા ? શું શરશ છોકરી ? એનો ચેહરો કેવો મહજાનોછે ?

**બમનદારૂ**—( બાજુએ ) રખે પોતે પ્યારમાં પરે ?

**અદી**—ખરેખર એવી વહુતો ઘેર શોભાવેજો ? જુવોની આલાં તમોને કેવી લાગેચ ? ( રૂમી દોડતો, દોડતો શબી જોવા જાયછે ).

**રૂમી**—હા, હા, બાવાજી મને ઘણી ગમેચ ? જો, મને પરણાવો ? એ મારી બૈરી થશે કે ?

**બમનદારૂ**—લેવો, દીકરાજી તો હરખઇ હરખઈ જાએશ ?

**અદી**—વારૂ પણ બમનદારૂ કંઇ બીજું ?

**બમનદારૂ**—બીજું શું વલી ? પેલાં છોકરાં કહેશ તેમ, "પશીને ભીખ્ખાની બશી," જો તમારી મરજી હોએતો એક શારો દાહરો ઠેરવો ને ચાર ચોખા પારી દેઇએ ?

**રૂમી**—હા? જો દશતુરજી, એ છોકરી મને અપાવોજી; જે તમો માંગો તે આપુંજી?

**બમનદારૂ**—લેવો બૈરી ખાતર કેવા નમી ગીયાશ? "દશતુરજી, અપાવોજી ને આપુંજી" એ બધું કેવું માંન આદરમાનથી બોલાએશ, નહી તો "બચ્ચા"ને જોકતા" શીવાએ તો વાતજ નહી.

**અદી**—હોએ, હોએ, બોબેદ, બચ્ચુંછે? હજુરતો નાદાનછે નાં?

**બમનદારૂ**—(બાજુએ) નાંદાન શાંનો? ઉટરા જેવો વધી ગીયો શાને અરધી દાહરી, મુછબી આવીશને?

**અદી**—કેમ, તારે રૂમી, તારી મરજીછે?

**રૂમી**—હા, બાવાજી, કાંએ નહી?

**અદી**—ચાલો ત્યારે આપુનેબી કબુલછે, કેમ આલ "દીયર," તારો શું વીચાર?

**આલ**—વરી મારો વીચાર શાનો? તમોને ગમ્યું એટલે બશ મનેબી ગમ્યું, ચાલો કંઇ શારૂં મુહરત જોવરાવી કાહારો કે દાહરો ન કકી કરીએ?

**અદી**— અરે મુરત શું? એ વેહેમ છોરી દેવો?

**બમનદારૂ**—અરે કાંઇ નહીરે શાહેબ? હુજ મુરત જોઇને કેઉં?

[પાઘરીમાંથી તીપણું કાહરી મુરત જોવા બેશેચ.

**બમનદારૂ**—હવે શાહેબ, જરાક બધા મુંગા રહી ઉંચે કાંણે શાંભરો કે તાબરતોબ મુરત નીકલી આવશે?

[ખુબતરેશે થોંસીને.

મેશ, વરખ, મીથુન, કરક, શીક કન્યા
તુલા ધન, મકર, કુંભ, બધા ઘઘેરા બન્યા-
મીન, રવી શોમ, મંગલને બુધ
એ મહીને બઉ કામ થાએછે શુભ.
મેશવતે કલતન, ને હોએજો ભેશપતવાર,
તો ગરીબ ગુરબાં, કે તવંગરનો બેહડો પાર-

ચસ્વત, ફ્રીલતન, ને બહુ મીશુન,
એ ગેહમાં શાંભલીએ શારા શખુન,
સ્વગી, તવલતને, આવેજો બુધ
તો ધણી ધરીયાંણીની પરે લુટા લુટ.
એ, "માની, ફાત, ને દાશી દાત" ને ગુરૂ,
હવે મુરત જોવાનું થયુંશે પુરૂં,
બશ મકર, ઢોંગને મસ્થી, ગજીયાં ભરૂં,
ને ગોરાણી શાથે, મદીલાએ, દીલતર કરૂં?

લેવો શેઠ, એસ્તો બુધજ નીકલ્યો, હું ધારતો તો તેમજ થયું? તારે કેમ બાઇ, નકકી ઠરોસ્કે? હું જઇને ચેતાઉં, કે શોકરી લઇ પરણાવવા આવે?

**અદી**—હા, બેલાશક આપુને તો કંઇ હરકત નથી? કેમ આલ શું વીચાર?

**આલ**—જે તમારો તે મારો?

**અદી**—કેમ રૂમી? તારે બોલ? તારી મરજી છે કે? હા, કેહ-તુંચ કે નાં?

**રૂમી**—વરી નાં શાનું કહે બાવાજી? તારે કાલથી હું ઇશકોલ-માંથી રજા લેઉ કે?

**બમનદારૂ**—લેવો શીખવા પર ધ્યાન ઘણું કની તે ઇસ્કોલથી રજા લેવા તઇયાર થયાશ? (અરદેશરને) કેમ તારે હોકમ શે, શાહેબ?

**અદી**—હા, જાવોને એ લોકને કહી પાછા ફરો, આપુનેબી તઇયારી કરવીછે?

**બમનદારૂ**—વારૂ શાહેબ, આમ્મે જાણે ગીયોશ નથી તેમ પાછા ફરેશ! [જાયછે.



## પ્રવેશ ત્રીજો.

[જમશેદજીનાં ઘેરનો, બેસવા ઉઠવાનો ઓરડો. જમશેદજી વીચારમાં બેઠાછે; ને બમનદારૂ અંદરથી બોલતા, બોલતા આવેછે.

**બમનદારૂ**—લેવો શાહેબ, આએ ફતેહ કરી આયો ને આએ ગીયો ગુશતાદ રોજ ને આવતો બુધ ઠેરવ્યો.

**જમશેદજી**—હેં? શુક્ર તે ખોદાતાલાનાં; તારે આપુને આપરી હુશીયારીમાંજ રહેવું જોઇએ; જુવોની બમનદારૂ, આપુને ગરીબ શંશારે ઘણું નથી કરવું, આમ્મે અતલગનાં શગાંબહાલાં, ને થોરા ઘણા "ફ્રેન્ડસ," બીજું કોઇ નહી જો?

**બમનદારૂ**—તારે શાહેબ, ચીથી છપાવશો કે મોહનેનુઝ?

**જમશેદજી**—અરે ચીથી શાની? ઇન મીનમે શારેતીન, શામજી, બામજી, બુઠઠાચોરો, ને ઉકરડાનાં ભાઇ અડગરાજી આવવાના, તેમાં ચીથી ને વરી તેરૂં? એ બધા ખેન કોતક શાનાં જોઇએ? આમ્મે હું બોલતો જાઉં ને તમે નાંમ ચીતરી લેવો ને તેરાં કરી આવો; બીજુ શું વરી?

**બમનદારૂ**—વારૂ શાહેબ, જેવો હોકમ.

**જમશેદજી**—લેવો પેહલે આપરો કુંવરજી કાતરક.

**બમનદારૂ**—પણ શેઠ, કંઇ ઠેકાણું?

**જમશેદજી**—આએ ચીરાગલીમાં? પછી ખરશેદજી ખાતકી મરઘી શેરીની પછવારે. ને ગુસ્તાદજી ઘોરખોદુ, પાઉમાંરકીતમાં; ને આનજીભાઇ ચીનવારા.

**બમનદારૂ**—એ કોણવરી?

**જમશેદજી**—તમે નહી ઓરખતા કે? આપણી ભેંશખાઉની દીનબાઇની છોકરીનો છોકરો.

**બમનદારૂ**—હાં, હાં, પણ એ રેહેશ કાંહ?

**જમશેદજી**—પેલી કોમ્બેલા ગલી છેની, તેની પછવારે ભેંશનાં છાનાં થાપેચ તાંહ, નવમે મારે.

**બમનદારૂ**—ઓ મારા બાપ, એતો મારા જોરાની ચાંશબી ધ-શાઇ જવાની ?

**જમશેદજી**—વારૂ ચાલો, આગલ ચીતરો આગલ, આપરે--દીન-શાહ દુધીયો ને જીજુ જાહરૂશ ?

**બમનદારૂ**—વારૂ, પશી, પશી ?

**જમશેદજી**—પછી આપરો જાહંગીર જુત્યાંખાઊને કુમાદારૂ કધુ-ધ્યો ; મ્બે બેઉ શાહેબો અમણાં એકજ ઘેરમા રેહેચ ; ને આપરા ધન-જીભાઇ ધાંન મુવાના ?

**બમનદારૂ**—શાહેબ, તમેબી બધા હાક્ીશરો, કયાંથી શોધી કાહા-ર્યાશ ?

**જમશેદજી**—અરે ચાલોની પીંજન છોરો ? હવે નવરોજી નકતાને પેશતનજી પાલીયા ?

**બમનદારૂ**—મ્બે પેલો પેશું શીધી કહેવાએચ તેજ કે ?

**જમશેદજી**—હા, હા.

**બમનદારૂ**—તારે મ્બે રેહેશ કાંહ ?

**જમશેદજી**—આમ્બે "બતર બજાર"ને નાંકે ? "અનગ્રેતપુલ લોડ જ"માં.

**બમનદારૂ**—એ શું ? કાણુની લાજમાં રેહેશ.

**જમશેદજી**—તમે મુવા યાદનાં રાખતા ; આપરે—;

[ દીનબાઇ દાખલ થામ્બેછે.

**બમનદારૂ**—ઓહો ? આવો બ્હેન દીનબાઇ આએ ખુશ ખબર તો શાંભલી ચુકાંચ હોશો ?

**દીનબાઇ**—હા, બાવા, ખોદાએ, મ્બે શાહડી મુબારક કરે.

**જમશેદજી**—આપરે દીનબાઇ, પેલા પેશતનજીને ઘેરની જગાક બ-ધાણી મોબેદને આપોતો.

**દીનબાઈ**—ઓવાએ દશતુર ? તમેબી તેવનને ઓરખતા નહી કે ? આપરે પેલી નવી "બતર બજાર "કાહારીચની તેની પછવારે ખતલું ખાતકીની જાઇ રહેચ તેજ ઘેરમાં.

**બમનદારૂ**—કાંહ, ચીરા બઝાર આગલ, પેલો ફરંગી ડાકટર રેહેચ તાંહ?

**દીનબાઈ**—અરે ચીરાબજાર કાંહ આવી ? તે તો આંયે રહી ? આપરે વાંકા મોહલાની ગલીની શામ્બે ?

**બમનદારૂ**—વારૂ એતો રહયું પણ થીક યાદ આવી ? શાહેબ મેંતો શાંભરીયુંશ કે એ વાંકા મોહલા શારૂ વેલાતથી તનચાર ભીમ આવેલાછે તે વાત ખરી કે ? કેહેશકે એ મોહલાને બરદામાં લશક આવીશ તે કાહારવા ભીમ આવેલાશે ?

**જમશેદજી**—અરે પણ તમે એવાજ ઓલીયા ગપાત રહી ગીયા કે ? હવે મારૂં "લીસ્ટ" પુરૂં કરોની ? કે પછી દીનબાઇ બઇરાંઓના નાંમ લખાવે.

**દીનબાઇ**—તે શું બઇરાંઓનેબી દસ્તુર પાશે તેરૂં કરાવોચ કે ! કે હાલનાં શુધારા માંફક પેલા મુઆ જારા કારા કારદ મોકલશો ?

**જમશેદજી**—(દીનબાઇને) અરે નહી નહી ? તમે નાંમ લખાવો તે ઘેર તમે ને મોબેદ બગીનાં જઇને તેરૂં કરી આવજો.

**દીનબાઇ**—ઓવાએ બગીમાં કોઇ જાએ ? ભારેની શીગરામ સોકી ગારી જોઇએ ?

**જમશેદજી**—અરે તેતો ઘણી મોઘી પરે ? આખા દાહરાના પાંચ રૂપીયા લેશે, તેનાં કરતાં તરામવેમાં કાંએની જતાં ?

**બમનદારૂ**—શું કંઇ "તામરેલ"માં લગનના તેરાં કરવા જવાનું હોશે શેઠ ?

**દીનબાઇ**—ચાલો વારૂ એ બધું માંડીવારો ને તમારાં નાંમતો પુરાં કરો.

**જમશેદજી**—તારે બમનદારૂ છેલ્લે આપરે કોણનું નામ લખ્યું ?

**બમનદારૂ**—જરાક રાખોતો ? હું ધારૂશ આપરે પેશુ પાલીયાનુ શે ?

**જમશેદજી**—હં! હવે લેવો ફરદુનજી ફતાકીયા ને બમનજી બારભાયા.

**બમનદારૂ**—(બાજુએ) નહી તેરભઇયા હોશે.

**જમશેદજી**—પછી બાપુજી બાપ મુઆનાં.

**બમનદારૂ**—એ બાપ મુઆના હમણાં કયાં ખાલી કરી ગીયાશ?

**જમશેદજી**—હું ધારૂંચ કે મેશુર ગલીમાં હોશે ને એવણુનીજ આફીસમાં પેલા ભીખાજી ભાઠીયા નથી? તેવનનું બી નામ લખો; એવન તો હમનાનાં અમારા "નયુ ફરેન્ડ" છે? હવે રેહયા કોણ?

**બમનદારૂ**—હું ને તમેસ્તો.

**જમશેદજી**—નહીરે મોબેદ શખુર કરો; કોઇ રહી જશેતો ગુસ્શો કરશે; હા! (વીચારીને) આપરે મેરવાનજી માંકરીયાને તમે ઓરખોચ? ને તેનો ભાનેજ માણેકજી માદરપાત, એ બેઉને તેરૂં કરજો હં કે? ભુલતાના જો!ને પેલો રૂશતમજી રશીયન ને શાપુરજી શુંનાવારો એ બેબી લેવાની; હવે નો કોઈ ધ્યાનમાં આવતું નથી—હા—હોરમજી હોલેદર, તેવણ રહી નહી જાએ હં; પછી કોઇ યાદ આવશે તો તરત કેવરાવશું. (એકાએક ચોંકીને) અરે, અરે, લવજીભાઈ લેનચુન રહી ગીયા ને બેજનજી બફની તથા અરદેશર આદામુદી.

**બમનદારૂ**--એ શાહેબ આદા મુંદી કાંહ મલશે?(બાજુએ) બઝારમાં કે?

**જમશેદજી**—નહી રે એવન તો કેમ્પનાં દુકાનમાં ચાકરીએછે, પણ હું ધારૂચ કે કુરાઈ સ્ત્રીતમાં રેહેચ.

**બમનદારૂ**—તારે તો શાહેબ, પેહલે "કેફ"ને તાંહ જવશ, ને નહી તો પશી ઘેર ધકો ખાવો પડશે; કેમ તારે શાહેબ હું રજા લેઉ?

**દીનબાઈ**—પણ કેમ બૈરાઓનાં નામ તો ભુલીજ જાવોચ કે?

**બમનદારૂ**—અરે નહીરેજી, તે તો તમારી પાશથી લેવાના કની!

**દીનબાઈ**—તારે ચાલતી કેમ પકરતાતા? આએ લખી લેવોની? જમશેદજી હવે તમે કેતલાં ઘેર બધાં મલી કરવા કેવોચ?

**જમશેદજી**—વરી કેતલાં, એક કે બે?

**દીનબાઈ—**ઓવાએ, પોતે આતલાં બધાં નામ લખાવી, ધમ દેઈને બે ઘેર તેરૂ કરાવા નીકલ્યાચ? તારે તેબી રહેવાજ દેવોની? નકામમું કાંએ નાંમ બદલામ કરોચ?

**જમશેદજી—**તારે તો બા તારી મરજીમાં આવે તેટલાં કર.

**દીનબાઇ—**હા, તો લેવો બમનદારૂ લખો, પેહલે આપરા ખતલુ ખાતકીની જાઈ, જમશેદજી જુહાકની શાકરબાઈ, પછી શીરીન શેપલી, ને કુંવર કુલ્લી-એ રાંન ખરીજ છાલકી કુલ્લી છેજો. પછી ચાંદણુ ચતાકી, બચુ બાંગર, ને ભેંશખાઉની દીનું?

**બમનદારૂ—**બશ, આંતલાંશ, એતો એક કલાકમાં ઘેર પુરા થશે?

**જમશેદજી—**તારે શું કંઈ આખ્ખાં ગામને તેરાવોચ કે કેમ?

**બમનદારૂ—**નહીરે શાહેબ? તારે તો હું રજા લેઉશ.

[જવા માંડેછે.

**જમશેદજી—**પણ જુવોની બમનદારૂ, કંઇ બને તો નાણાની જોગવાઇ કરોની?

**પુતલી—**(અંદરથી) માંએ-માંએ? [જવા માંડેછે,

**દીનબાઈ—**(જતાં જતાં) અરે આવી દીકરી, આવી.

[જાયછે.

**જમશેદજી—**અંઇતો કંઇ થાકતું નથી ને ખરચ કયાંથી થશે? ગમેતો પેલા ૫૦૦૦) માંથી કાપી લે?

**બમનદારૂ—**( બાજુએ ) લેવો લગન કરવાં નીકલ્યાશ ને પાશે તો કંઇ મલે નહી? એ મારા શું તોલશે? લાવોની ૫૦૦૦) માંથી થોરાઓકાવી મારા ૧૦૦) કાપી લેઉં ( મોતેથી ) વારૂ શાહેબ તેબી કરતો આવશ? [જાયછે.

**જમશેદજી—**હવે આપુને નીરાંત થઇ; છોકરીની છોકરી જશે ને તેનો ખરચ ઓછો થશે, નહીતો રાંન શાતકા જેવી વધી જતે વરી શામબા રૂપીયા આવશે તેથી આપરૂ "ટટ્ટુ" આગલ ચાલશે. ને આપરા હાથપગ બંધાઇ જશે તો કોઇ એમતો નહી કહેશે કે છોકરીને રવરાવી ગીયા? શુક તે બરહકતાલાનાં. [ગીત ગાયછે.

## Auld Lang-Syne—રાહ.

ખરે થઇછે મેહેર મુજપર, પાક દાદગરની,
હતી ઉમેદ જે મુજ મનમાં, છે પાર પરવાની-ખરે
ખરે રેહેમીછે તુ કીરતાર, કેમ ભુલું આભાર,
અંતકરણથી માનુંછું, ઓ ઇસ્વર હું ઉપકાર,-ખરે
બખ્શજે એ જોડાને શુખ, લાંબી જીંદગી સાથ,
શત્યતાસારૂં હીમત દેજે તેમને ભીડવા બાઠ-ખરે.
બચ્ચાં બાલકનું શુખ આપજે, તું જુગ જુગ જીવજે,
શદા તારા કીરતારનાં હકમાં, દુવા ગુજારજે-ખરે.
બખ્શો પ્રભુ શરવેપર તમારી દુવા ને મેહેર,
કે તમ રેહમીની શાહયથી, કરીયે લીલા લેહેર-ખરે,
છેલ્લે માંગી લઊ હું "અરમ" શરવેને બખ્શે શુખ,
તું ઇજછે એખ્ખીલો કીરતાર, બખ્શનાર શુખ કે દુખ.

---

### પ્રવેશ ચોથો

### રશતો

**બમનદારૂ**—શાલો ભાઇ, આપરેતો પરવારી ગીયા? બીશારીનું ચોકથું ગોઠવાયું? પશી જોઇઓતો મુરડાં બેહેસ્ત જાવો કે દોજખ, આપરૂ પેતતો તાહરૂ થયું? (પેત પસ્વારીને) વારે મારાં પેત તારીબી શુ દુમ વધતી જાઓશ? આફ્રીન "દીકરાં પેત" વધતુશ રહેજે હકે! ઘટતું નાં જો? (ચોંકીને) અરેરે પણ કરૂશુ? પેલા અચારવાલા પેહેલાં તોલવા ના કહેશે તો? (વીચારીને) હા, હા, એ તાલ ઠીક? હમનાં જતાંને વારઝ શુકો દમ ભરાંશઉશકે પેહલે દોહરીયા તોલશો તો તે લેકો બુધવારનો દાહરો કબુલ કરશે? નહી તો શાફ નાં કેહેશ? પણ એમ કેહતાં કંઇ ફ્રશીતો નહી જાઉ? તેને કંઇ "વાહરૂ" તો નહી આવીઝાય? કેહશે કે જા, નથી આપતો તો હું કાહં મરવા પરશ? અરે બચ્ચાં બેઉ ગમની તીલોરી જાશે જો? પણ તારે કરૂબી શું? કંઇ નહી; એક નાહલી જેવી ઉલથાર આપું ને જો ફ્રશશતો ચતરી પરશ, કે શાહેબ એને શમજાવશ ને થેકાણે લાવશ, ઇત્યાદી, ઇત્યાદી કરી ઉલગબરડીનો ખેલ રમારી પાશો ઠેકાંણે લાઉ તોશ મારૂ નાંમ "બમનદારૂ બોકરો" નહી તો બસ્યા "બમન બન્ની"માં થરૂં શાલ મારા ઉલ્લુના પાદશાહ તે કીરતાર શાહય થશે? [ જાયછે.

## **અંક તરીજો**—પવેશ પેહલો.

---

[અરદેશર ઇઝીચેરપર બેઠા બેઠા ન્યુશપેપર વાંચેછે ને આલ આગલ ઠકરશી કાપરીયો ગીંશરી લઇ બેઠોછે, તેના હાથમાં શારીની છાપેલી કોરછે, તે વારે ભરતો ભરતો બોલેછે.

**ઠકરશી**—કેમ બાઇ આ કેટલી ફાડું?

**આલ**—પણ મુવા મે કેહયુંકની કે એક મારી, એક વેહવાનની ને એક નરનની મલી, તન સારીની આપ?

**ઠકરશી**—તારે ઇમ બોલોને? આ ત્યારે શાતને શાત ચઉડ ને વલી બીજી શાત મલી ૨૧) વાર જોઇએ, પણ આ બંદલતો ૨૫) વારનુંશે? ઇજ, તમે લીયોને?

[રૂમી પછવારેથી આવી ધબો મારેછે.

**રૂમી**—હા, બચ્ચા તુંજ લેતો જાની?

**આદી**—(દોકું ઉન્ચુ કરી) અરે, અરે રૂમી શું કરેચ!

**રૂમી**—અરે બાવાજી એતો એક જાતની "મેનરસ" છે, કોઇ આપરે ત્યાં આવે તો તેને એમજ "રીસીવ" કરવો જોઇએ ને એવુંજ આદરમાન આપવું જોઇએ? એતો અમારી રીતભાતછે. (બીજો ધપો મારવા જાએચ તેવામાં)

**ઠકરશી**—અરે હેંગો, હેંગો રહે, આજ તને રીતભાત આવરી કે?

**આલ**—ચાલ, ચાલ મુવાં કીત, કીતનાં કર, હોએ, એતો બચ્ચું છે; જરાક રમે તેમાં શું થયું; મુવાને લાગી ગીયું કે? જાણે કે મુવાનું માથું બધું ગશાઇ જતે.

**ઠકરશી**—લીયો, આ બોઇએ એનશાફ કરીઓ.

**આદી**—(રૂમી તરફ જોઇ) છ, છ, છ, "નોતી," "નોતી".

[મીરૂ દાખલ થાએછે.

**મીરૂ**—બોઇ, બોઇ, તારી અંધારૂ ઓવીચ.

**આલ**—તે મુવા તેમાં કેહવા શાંનો આયો, અંદર મોકલીએ કની?

**મીરૂ**—તું નહી કહેચ, કોઇ ઓવેચ, અંદર નહી આવેચ, બહાર ઉભી રહેચ, તુંને કહેચ, તું, હા, કહેચ, અંદર ઓવેચ, મેં તેને ઉભી કીધી, તારી હોકમ છે, લોવેચ?

**આલ**—હા, જા, જા, મુંવો ધમારતે ધમારજ રહયો.

[બમનદારૂ આવેછે.

**આલ**—માંફ કરજો હું, બમનદારૂ, બાવા નકામું તમુને ખોતી થવું પરીયું; પેલા "ઇડીયતને" કેહયુંતું કે, કોઇ પારકાને એકાએક અંદર આવવા નહી દે; મુંવોતો, ઘાંચી, મોચી, ચમાર, દરજી, હજામ, ધોબી, ચોખાવારો, બતાશાવારો, ઇંદાવારો, જે કોઇ આવેચ તેને એકદમ "દ્રોઇંગ હોલમાંજ" મોકલીદેચ; તેથી બાવા નાં કહયું તો "સ્તુપીદ" જેવાએ તમારા જેવાનેબી અતકાવી રાખ્યા.

**બમનદારૂ**—કંઇ નહીરે મારાં માંએ, (બાજુએ) ગરજેતો "બીશારાને બાવા" થાએશ; એ મીનીત ખોતી કીધોતો એ તાલ વધારે યાદ આવી, (મોતેથી) પણ બાઇ હું તમોને કેહવું તે શું? પણ બીશારાં તે લોકનોબી કાંઇ વાંક નથી, (અદી ચોંકીને જોએચ) તે લોકો કરે તે શું? પેલા કહે તેમ, "એકનું પાપ શોને નરે."

**અદી**—(હાથમાંનું ન્યુશપેપર નાંખી દઇ બમનદારૂ પાશે આવી બોલેચ) પણ શું થયું? કંઇ પાધરૂં પુરૂં બોલશો, એ પેલાં, ને બીશારાં, ને તેઓબી શું કરે, ને એવા બધા આમાતામામાં કેમ પરીયા. કંઇ ખોલ્લું કરી બોલોની; કે ઝટ દેતો કે નીવેરો આવી જાએ.

**બમનદારૂ**—તારેતો લેવોની શાહેબ, આએ ખોલ્લે, ખોલ્લું ને ચોખ્ખે, ચોખ્ખુંજ છે તે, તુકામાં કેઉંચ કે જો અગાઉથી ૫૦૦૦) નહી આપો, તો શોકરીનાં માંએ બાપતો નાં કહેશ.

**અદી**—(હશીને) હા, હા, હા, શું મોતી વાત લાયા, હું જાણું કે શું હોશે કે પાપ નરીયું, ને મકુંજે બીચારાં એમ થયાં ને તેમ થયાં ને છેતે કરીને, તેઓબી શું કરે, એ બધા શું ઢોંગ લગાવયા. વાતમાં તો દમ નહી મલે ને અમથો શાંનો પીંજન પાતલો વધારી મુંકયો. લે-

વોની રૂપીયા જોઇએ તો હમણાં તમારા હાથમાં. (દશતુર મુંછમાં હશે છે) દીકરાં આલ, આપરે હજાર હજારનાં કાલે થોરા કતકા મંગાવયા તે-માંથી એક પાંચ એવનને લાવી આપોની.

**બમનદારૂ**—(બાજુએ) શેઠ અશલથીજ લેહરી શેજો ?

**આલ**—કાંએ વારૂં, આપરે શું ફરી જવાનાં ઉતાં, કે નાહશી જતે, કે એટલી બધી અધીરાઇ.

**બમનદારૂ**—(બાજુએ) બાપ મારા આએ શું મોહકાન, બાઇનો મીજાજ ગીયો, (મોતેથી) પણ બાઇ એતલાં ગુસ્શે નાં થાવો, સઉ શઉનો વીચાર કરવો જોઇએ; ઓદાતાલાએ તમોને આપયુંશ, ને તેથી એ લોક બીશારાં એમાંથી કાંઇ વધારે ભપકો કરવાં માંગતાં હોશે;—

**આલ**—અરે ભપકો શાંનો કરી મરે—લેવો હાલ તો એ રાંન દુકતીને જોહશુંજ, ને પછી મારા ઘેરમાં આવવા તો દેવો, કે હું તો જોઉ કે કેવું પુતલું મલયુંચ.

[જાયછે.

**બમનદારૂ**—(બાજુએ) બાઇ તો ઘણા તીખ્ખાં થઇ ગીયાશ, રએ ગરમી માંથે ચહરી, "આપોપલેકશીલ" થઇ આવે.

[આલ હાથમાં નોત લઇ આવેછે ને બમનદારૂને ગણી આપેચ.

**આલ**—લેવો બાવા થાવી ગણી લેવો.

**બમનદારૂ**—હારેજી, મારે આંખ્ખને જોરે, પણ બાઇ તમે તો જાણોશ કે તમારા નાંમ પ્રમાણે હરસો તો કરવો જોઇએ, ને બીશારાં પાશે કંઇ થાકે નહી તો શું બહારથી કઢરાવા જાએ, છતો ઘરમાં આ-વતો લુમકો મુંકી, બીજાને તાંહ, કાંહ ભીખ માંગવા જાએ.

**અદી**—હા, બરોબર છે આલ, પછીબી એ લોકનેજ મલવાનાં કની, પછીબી આપવાના ને હમણાંબી આપવાના.

**આલ**—(નરમ પરી) પણ "દીયર" અદી, મને ચીર એમ ચહરેચ કે એ લોકોએ અધીરાઇ કેમ કીધી. "નહી આપશો તો છોકરીનાં માંએ બાપ ના કેહેચ," એ કોણુને દમ ભરાવા આયાતાં. ખરૂં કેઉંચ મારાં

કલેજાં, કે તમારેજ લીધે આપુંચ, પણ મને કંઇ એનાં પગલાં ઠીક દીશતાં નથી. રાંન તો આવતાંને વારજ શાશુને ધુજાવેચ. બમનદારૂ બરોબર ગણી લેજો.

**બમનદારૂ**—હા, માંમ્મે બરોબર શે.

[ આલ બાકીની નોત તીજોરીમાં મુકવા જાએછે.

**અદી**—(આલ તરફ જોઇ) કેવી ગાંદી છોકરી? એતલામાંતો ચીરડાઇ ગઇને જાણે વહુ કેવીએક ખરાબ હોએ તેમ અગાઉથીજ મત આપયું કે "એનાં પગલાં ઠીક દીશતાં નથી." એ કેવો ખોટો વેહેમ. ગમે તે કરો, પણ પારશી સ્ત્રીઓ જો કે ભણી, ગણી, દાહી થઇ પણ પોતાનાં મમાઇ, બપાઇનાં અશલી વેહેમી ખવાશો, હજુર તેઓમાંથી ગયા નથી. "લગનનું મુરત જોવરાવો, વહુ દીકરાની રાશ મલશે કે, શાશુ સાથે નીભશેકે," એવા, એવા ખોતા વીચારો હજુર એ લોકનાં કોહેલાં મગજમાંથી જતા નથી. પણ બમનદારૂ, ખરૂ માંનજો, બીચારી મારી આલનાં મનમાં એમાનું કંઇ નથી, એતો બોલે તેટલાજવારનુ જો. કેવો મજેહનો શવભાવ છે? ને કેવી ભલીને ભોલી છે? પણ આએ ઓરતોનાં બુરા વેહેમો એનાંમાંછે ખરા. શુધારો થયો તો શું થયું, પણ પેલા કહે તેમ "તાંઘ જાએ રૂએ ને આદત જાએ મુવે" તેમ નાંનપણથીજ આ દોશાઓ શાથે બેશી, શાશુ વહુના કજીયાના ઉભકરા શાંભલી, મંનપર તેની તેજ અશર થવા દે, એતલે પછી મોતા થયા તોપણ તે જાએ કયાંથી? એમ નહી કેહવે, ભણીયાં, અંગરેજી શીખ્યાં, શુધારાવાલાં થયાં તો હવે તેનો લાભ લઇ, તેવા, તેવા, ખોતા અશલી રેવાજો વીશરી જઇ, વહુને પોતાનીજ દીકરી તરીકે ગણી શુખમાં ને શંપમાં રેહીએ, પણ તેતો કંઇ મલે નહી. ને ખરૂં કેઉંચ બાદશાહ, કે એમાં તમારા લોકનોબી ઘણો વાંક છે, કેમજે એ બીચારાં અભણ દોશાં, દોશીઓને, મુરત ને શુરતનાં ખોતા, ખોતા, ચેતક તમે લોકો લગારોચ—પણ લેવો હવેતો મારી આલ આવેચ; કંઇ ભાંગરો નાં વાતતા હો?

[આલ આવેછે.

**અદી**—કેમ "દીયર" કંઇ દશતુરજીને ફરમાંશ.

**બમનદારૂ**—(હાથમાંની નોત ઓતીમાં, મારતાં, મારતાં બાજુએ

બોલેચ) અકનાંમ શાહેબનું નાંમ, પુરા પાંચ હજારતો મળીયા. લેની બચ્ચા "વીધાયું તેતો મોતી"; (મોતેથી) કેમ બાઇ કંઇ હોકમ ?

**આલ—**દશ્તુરજી, હવેતો કંઇ નહી, બધું આપરે નકકી તો કરી ચુકાંચ.

**બમનદારૂ—**તારેતો શાહેબ મેહેરબાન; અરદેશર શેઠ, હું જાઉશ, ને એ રૂપીયા પોહચતાં કરી, ખોદા કરશે તો બુધવારે, ધુમધાંમ વાજા, ગાજા, શાથે શોકરી લઇને આવશ.

**અદી—**પણ શબુર કરો મોબેદ, બધું શું નકકી કીધું ?

**બમનદારૂ—**કાંએ, શેઠ, જુવો, લાઇતવરેતો પીરૂ પારપીયાને કનટરાજ આપયુંશ બાજત ખુરશીતો રૂશતમજી લખુરીયો પુરી પાડશે, તુરા પાનતો લખમન બાલો કરશે, જમવાનું તો પેશુ પાવરીએ લીધુંશ, ફેસ્તરી આઇશકરીમતો બાધુરજી મોકલશે. મીથાઇ, પરો, બશાતાતો, પંચીબાલ પુરૂ પારશે, વાજુતો પેલા ખુનાનુ આવશે, ને દારૂ વાસ્તેતો તમે કશલર પામરશને લખશો; એટલે હવે રહયું શું? ને ગેહ શારવાને તો હું તૈયારશેંઉ.

**આલ—**ઓવાએ ભુશું ? મારા છોકરાને પનાવતી વખતે એવી વાણી નાં કાહરો.

**બમનદારૂ—**અરે માંફ કરજો માઇ, માંફ કરજો, પણ જુવોની લગન કરતાં મરણ વધારે થાઇશ તેથી ગેહશારવાનું વધારે યાદ આવે શ કાંએજે એકતો તેનાં રૂપીયા મલે, વલી બીજુંતો બે દાહરા ઓતલે તપલી જાહરવાનું તો જુદું, ને ચોથે દાહરે, ખાવાનું, પીવાનું, ઓઘવા નુને ચરવાનુ મલે તે તો જુદું; પણ તમારો શેવકતો આએ વખતે આવા શુભ કાંમે તો આશીરવાદ છાંતવા આવવાનોછે.

**અદી—**આએ તમે લોકો આપતાં જાવોચને ખવરાવતાં જાવોચ તેના ફાયદા જોવો.

**આલ—**હસુને નાં કેહેવો, એતો કોઇ તમારાં બુધાં મમાઇ, બપાઇનું કાંમછે.

**અદી—**ખરૂંછે, એ ખરાબ રશમ ધરમને બહાને બુધાં લોકોજ

ચાલુ રાખેચ; પણ હવે જાંહ બુઢાંઓ નથી ને આપરા જેવાં ભણેલાં, શીખેલાં, ઘેરમાં "વરાં" ગણાઇએ, તાંહ કેમ એ બુરો ચાલ ચાલવા દેવો જોઇએ? હા, જે ખરો ધરમ હોએ તે પ્રમાણે ચાલી બીચારાં રૂવાંનને યાદ કરીયામાં હું કંઇ ખોતું જોતો નથી; પણ આએતો ધરમને બ્હાને દસ્તુર જીએ કેહ્યું તેથી આએ તો "ફરેશી" ને "નીયાશ" ને "ફરેસ્તા" ને ઓલુ ને પેલું,કરવુંજ જોઇયે, ને મોટા મોટા મીઠાઇનાં ખુમચાઓ મોહલે મોહલે ફેરવવાજ જોઇયે, એ કહેવું કઢંગુ ને હલકું લગારનારૂંછે? વાસ્તે તું મારી વહાલી આલ, તું દરએક તારી શીખેલી સહીને શીખામણ દેજે કે, એવા નકામાં મોટા ખરચમાં તણાઇ કરજ કરવા કરતાં જે છાજતું ને ખરૂં ધરમનું ફરમાંનછે, તેજ મુજબ ચાલી તેપરજ પઇસો ખરચે, કે પછી આપો આપ આએ આપમતલબી મોબેદાનો જુલમ ઓછો થાય, ને પારસી તોલાને લાગતી હીનપરતી બંધ પરે. ઓદા સર્વે જરથોસ્તીઓને એવી નેક બુધ્ધી બખશે.

**બમનદારૂ**—આફ્રીન, અરદેસર શેઠ આફ્રીન, તમેબી વાએજી કરવા બેઠાશ, પણ હું તે કંઇ શાંખી શકવાનો નથી જો; કંઇ બીજું કહેવું શકે? હું તો ચાલીયો, સાહેબ મેહરબાન.

[ગુસ્સામાં ચાલી જાયછે.

**અદી**—મોબેદને ચતકો તો જબરો લાગો હો? (ઘડીયાલ જોઇ) હો, હો, આલ "દીયર" આપરો ફરવા જવાનો વખત થયો. ચાલો તૈયાર થવા જઇયે.

[જવા માંડેછે.

**ઠકરશી**—પણ બાઇ, મને કંઇ કહેશો કે આ અમથુંજ તપણું કરાવશો.

**આલ**—મુવા હંઇ બેસ હું હમનાં તૈયાર થઇ આઉચ,

[બેઉ જણા જાયછે.

[કાપરીયો ધ્વાંસરી છોરી પાછી ગોઠવેછે, તેટલામાં કેશરીદાશ જલેબીવાલો આવેછે.

**કેશરીદાશ**—એ પોત્યાંદાશ, એ બાઇ કાંહશે?

**ઠકરશી**—(ચીરડાઇને) એ મારી જાણે બલા! એ ગાંન્ડનો તું કોણ! આ તને શું જોઇયે.

**કેશરીદાશ**—એ મેરા નામ કેશરીદાશ હએ ને મએં જલેબી-વાલો હુ.

**ઠકરશી**—એ બચ્ચા તારે મુગો મરને, નહી તો કેશરી ખાતો ખાતો મરવા પડશે.

**કેશરીદાશ**—હે! મે એશા મારવારી નો હએ, કે કેશરી ખાવે, એક ખુકા લેવેતા મુજે યાદ કરે.

[આલ ને અદી આવેછે.

**આલ**—ઓવાએ તું મુવો કયાંથી આયો?

**કેશરીદાશ**—એ, બોઇ, મેં શુન્યો હએ, કે તેરા શોકરાકો લગન થાયો હએ, તે કાંઇ ઝલેબી વેહેચ્યો હએ કે નહીં?

**અદી**—પણ તેં કાંહ સાંભલીયુંતું, તુંને કોણે એ વાત કહી?

**કેશરીદાશ**—શેઠ, એ મેં શેશનપરશે આવતો હએ તો શુંનીયો કે રૂમી શેઠકો લગનશે.

**અદી**—એ શું, હાંકેચ, તું "શેશન"માં કાંહાં જતો તો.

**કેશરીદાશ**—(ચીરદાઇને) એ શેશન નહી, એ "ચીશગેત"નો યેશન હોવીયોને તાંહશે આયોથો.

**અદી**—હં! હં! તે એમ બકની "ઇડીયત," કેમ આલ શું વીચારછે?

**આલ**—હા, ખરેખર, માંદોસરાને દાહડે વેહેચવી તો પરશે.

**કેશરીદાશ**—તે કીતી બનાવયો હએ?

**અદી**—બે ચાર શેરનો ઓરડર આપોની?

**આલ**—શું, અદી, ચાર શેર જલેબી કાંહ વેહચાએ.

**ઠકરશી**—(બાજુએ) એ શેઠબી માતો મારવાડી દીશેછે હોં!

**આલ**—(ઠકરશીને) પણ મુવા તું હજુર બેશી કાંય રહયો. જા, આજે તો મને ઘણું કામછે ને હવે તો અમે ફરવા જશું. તેથી આએ બંદલ મુંકી જા, ને શાહવારનાં જરૂર શકારેથી આવજે. જો હું તારે

ભરેશે છેઉ હંકે, નહી હોય તો નાં કેહે? હું કરશનદાશને ત્યાંથી મંગાઉ.

ઠક્કરશી—અરે, કરશનદાશ, કરશનદાશ, શું કરોછો, આ તેને બાજુએ મુકે, એવા બીજા કપરીયા નીકલ્યાશે. હું બધો તેમનો માલ લેઉ શુને. લીઓ, તમો માંગોછો તેવી ગાજ, ધાતપોત, શાંતીન ને ચીનાઈ કપરૂં, આ કાલે મહવારમાં લાવી તમારી આગલ મુકીશ. આ બંદલ થાવું લેજો હોં. પચીશ વારશે, પચીશ.

[જાય છે.

આલ—મુવો, જાણે રએ, આપરે ઓછા કહેવાનાં હોઇએ તેમ "પચીશ, પચીશ" મોતેથી બાંગ મારતો જાયછે. વારૂં અદી એનું શું કહેવોચ. તમારી મરજી નહી હોય તો માંદી વારોની. તમે કેહવોચ તેમ કંઇ પાંચ દશ શેરમાં થાએચ કે એ તો પાંચ શાત મણ જોઇયે.

અદી—ઓ ખોદાય, એટલી બધી જલેબી વેહેચવાની કંઇ જરૂર?

આલ—તારે ગમે તો માંદીવારો.

કેશારીદાશ—અરે સાકે બાસ્તે બોઇ મોડીવારીયો હએ. આ દુનયા આછો નહી કેહ; ઇતો બરો શેઠ હોયો ને જલેબી ન વેહશીયો હએ; કેશો ઝુલમકી બોત હએ.

આલ—હા, તેબી ખરૂ "દીયર" આપરા નાંમ પ્રમાણે ખરાબતો લાગશે.

અદી—પણ તારે વેહચોની, નાં કોણ કેહેચ.

આલ—પણ બાશશા ૩૪૦) ૫૦) થશેજો.

અદી—અરે પણ આએબી કંઇ જુલમ છે. જો નાં કેઉંચ તો ખરાબ લાગેચ ને વરી હા કેઉંચ તો ૪૦–૫૦ રૂપીયાનોબી વીચાર કરેચ. એતો "નવાનું ત્યાં ભરીયા સો." કંઇ નહી "દીયર" આલ, હોકમ આપ, ગમે તેટલાનો હોકમ આપ.

આલ—નહી "દીયર," તમોને ગમતું નહી હોએતો માંદી વારો બા; મારો જીવ કંઇ એતલો બધો બરતો નથી.

અદી—નહી, નહી, હુંતો મશકેરી કરચ. અરે વેંહેંચ, ખરૂ કેઉંચ; અરે વેંહેંચ "દીયર."

**આલ**—તારે કેતલા મંણુનો ઓરડર આપીએ.

**કેશરીદાશ**—એ, દશ, પંદરો મનકો હોકમ દીઓને.

**આલ**—હા, મુવા ખાએ કે ઓધે; જા બશ પાંચ મણ શોજી ફરમાશુ મોકલજે.

**કેશરીદાશ**—બોત અછો બાઇ, એશી જલેબી બનાવ્યો કે હીકારશ કો શવાદ ગલેશી ન જાવે. [જાય્છે.

**આલ**—ચાલોની દીયર પછી બેન્ડનો વખત થઇ જશે.

**અદી**—હા, ચાલો, ગારી આવીચ કે?

**આલ**—(બારીએથી બહાર જોઇ) હા, આએ શું ગારીતો બારણા આગલ ઓતી થાએચ. જરાક મીરૂને કેહતા આવજોની કે બધું બંધ બરસ્ત કરીને નીચે બેશે નહી તો રાંધણીમાંજ રોકાયલો રેહશે.

[બેઉ સાથે જાય છે

---

### પ્રવેશ બીજો.

### બમનદારૂનું ઘેર.

[બમનદારૂ હાથમાં પાંચ હજાર રૂપીયાની થેલી લઇ ફરીયા કરેછે ને તેવામાં એકાએક ચોંકી બોલે છે.]

**બમનદારૂ**—હા, પાંચ હજાર રૂપીયા? કેવો દલ્લો? કેવી આ થેલી પ્યારી લાગેશ? જાણે મારી ગોરાણી કરતાંબી વધારે ગમેશ. પણ એ હવે બધા આપું કે થોરા આપું? અરધા આપી અરધા હોઇયાં કરતો કેવું? કેહશું કે બાકીનાં શારાબે હજારનું તરસ્ત કીધુંશ? પણ નહી, નહી,—અવાખ્શે પશેમાન, અવાખ્શે પશેમાન, કેવો મોટો ગુનાહ? કેવું પાપ? અરે તોબાહ, તોબાહ, તોબાહ પઇશા, પઇશા, તારા કરતાં નપેતર બીજી ચીઝ કેઇશે? તું હજારોને ડુબારેશ, લખોનો નાશ કરેશ, ને કરોરોને થાર કરેશ, તો એ મુરખાઓ, હજુર

પઇસાપર કેમ ચરીમરી રહયાશ? શું કાંઇ એનાપર મુસ્તાકી બંધાઇ શકાએ? અરે એતો જંગલી વાંદરો, એને બાંધી રાખવા જઇએ તોપણ કુદતો ફરે. (ઘડીયાલ વાગેછે) અરર, એશું ? શારા પંદર, થયાકે? વાખ રે, પેલાંઓતો કાગરે દોરે મારી વાત જોતા હોશે ને આપરે તો હંઇ ભાશાન કરવામાં રોકઇ ગીયાશ. પેલો જમશો કાકોતો શુતોબી નહી હોશે આપરે બાવાતો પઇશાના બાગમાં લેહેર કરીએશ. શાલતો ભાઇ, શેહે જ બે ચાર વાતાં ચાંપી, એક બે નામના મોવરાંની બાટલી ઓતાવી, એ ટલો જોખમ આપી આવીએ, કે હાથમાંથી ભાર ઓછો થાએ ને ગ જવામાં વધે. [ જાયછે.

---

## પ્રવેસ ત્રીજો.

### જમશેદજીનું ઘેર.

[ જમશેદજી બારીએ વાટ જોતા ઉભાચ ને દીનબાઇ કપરાંની ઘડી વારેછે.

**જમશેદજી**—(બાહાર જોતા) નઓાડ ગીયોતો હજુર આયો નહી, રએ નાં કહયું હોએ. અરર પઇશાના પઇશા જશે ને છોકરી માંથે પરી રહેશે.

**દીનબાઈ**—(ચીરડાઇને) તારે શું તમે છોકરીને વેચવા બેચવા કાગેચકે? ઓવાએ, જાણે મડાઇ દુશ્મેનનું લીલાંઉ કરવાની વાટ જોતા બેઠાચ.

**જમશેદજી**—પણ તેમાં હવે શક શું ? હમણાં વખતજ એવા આયોચ કે છોકરીઓનું લીલાંઉ થાય નહી તો બધી ઉચકાએબી નહી. દુવા માંગોની કે બધે તો છોકરીવારાને શામબાં દોહરીયાં તોલવાં પરેચ, પણ હંઇતો ઉલતા આપુને એઠ્ઠા મલેચ. ને વરી છોકરીપર આટલો બધો ખરચ કરી મેહેનત લઇ મોટી કરીએ તો તે આપરા ઘેરમાંથી જતી વખતે શું આપુને કંઇ આપી નહી જાય ?

**દીનબાઈ**—એમ કરી તમે શું એનાં પાંચ હજાર તમારી પાશે રાખવાનો કંઇ વીચાર કીધોચ કે ?

**જમશેદજી**—કાંએ નહી ? નહી તો દુકતીને આપીને શું કરીએ, દુકતીનાં વર પાશે તો ઘણો પઇસોછે ?

**દીનબાઈ**—અરે પણ એ પર આપરો હકજ નહી ગણાએ. જે છોકરીનું છે તે છોકરાનુંજ. (બમનદારૂ પછવાડે ભરાએલા બાહાર આવી બોલેછે.)

**બમનદારૂ**—બરોબર કેહવું બાઇ દીનબાઇ, પણ "ભેંશ આયા અ-ગાઉ ખુંતો દાતોશકે?" પેલાં કેહ તેમ "બચ્ચું પેતમાં ને ઘહું ખેતમાં," તેમ પઇસા આયા નથી તકલે "છોકરાના પઇશા તે છોકરીનાં, ને છોકરીનાં તે છોકરાના" એ બધી શું તકરાર કરવા બેઠાશ ?

**જમશેદજી**—(ઘભરાઇને) કાંએ વારૂં તે લોક નાં કહેચ કે ?

**બમનદારૂ**—કાંએ વારૂં તમે શું ધારોચ ?

**જમશેદજી**—નહીં, નહીં, તોબી કહી દેવાની ?

**બમનદારૂ**—વરી કહે શું ? શાફ ના કહેશ કે હમે કંઇ દમન બમન નાંશી જવાનાં ઉતાં કે આતલી બધી અધીરાઇ કીધી. એવા વે-હવાઇ નહી જોઇએ ?

**દીનબાઈ**—(બાજુએ ખુશીથી) હા ? શુક્ર તે ઓદાતાલાના ?

**જમશેદજી**—અરર, પછી તમેબી શાફ ના કહી આયા કે ?

**બમનદારૂ**—અરે પણ એમતે કંઇ છેકજ ગએલો શમજોશ કે ? મેં કહયું જે રહેવા દેવો, તમે નહી આપશો તો હું આપશ, ને તેબી વરી બોલીને બેશી રહયો નથી પણ—(ગજવાંમાંથી થેલી કાહાડી) આએ શાને લેતો આયોશ. ફરક એટલોશ કે પેલા મફત મલતે ને આએ દ-શ તકે વીયાજે મલેશ.

**દીનબાઈ**—ઓવાએરે, પણ કંઇ જરૂર, કે બ્યાજનું બ્યાજ ભરીએ ને છોકરીને દુખમાં નાંખીએ.

**જમશેદજી**—એમાં દુખમાં શાનું નાંખવાનું ? જેવા આવશે તેવા ભરી દેશું ? એતલુંજ કની કે બ્યાજનાં થોરા તેમાંથી બાદ થશે.

**બમનદારૂ**—પણ દીનબાઇ એતલાં આકરાં નાં પરો; લેવો આએ બ્યાજબી નહી જોઇતું ને કંઇ નહી; ફકત મારા બશો કાપી લેઉશ.

[થેલી આપેછે.

**દીનબાઈ**—અરે બાવા મને આંકરાંબી નથી આવતાં ને મરદાત બી નથી થતો, મને એવા રૂપીયા જોઇએજ નહી; એ મારા જમશેદજીને આપો.

[ગુસ્શામાં ઉઠી જાયછે.

**બમનદારૂ**—શેઠ તમારાં ધરીયાંણીની મરજી હોએ એમ લાગતું નથી જો, પણ હવે કબુલ થઈ એમ ફરી જવાએ કે?

**જમશેદજી**—અરે પણ હું કેમ એને ફરવા દેવશ.

**બમનદારૂ**—હાસ્તો શામે લાગા રૂપયા લીધા ને હવે કંઇ નાં કેહવાએ કે? પણ શેઠ તમેબી પેલા બેલની માફક, મોહનું શું વગોવ્યા કરોશ.

**જમશેદજી**—અરે શું કેઉં બમનદારૂ, મારા દાંત હમણાં એવા ખરાબ થઈ ગીયાચ કે જે ખાઉંચ તે ભરઇ જાએચ.

**બમનદારૂ**—(બાજુએ) કયાં? દાંતમાં કે પેતમાં?

**જમશેદજી**—તમે માંનશો બમનદારૂ મરઘી ગોશતો રેહયું; પણ આર્ઈશક્રીમબી દાંતમાં ભરાઇ જાએચ ને પછી અંતે ખુતારાની સલી કે છતરીનાં સલીયાએ દાંત કોતરવા પરેચ તારેજ નીકલેચ.

**બમનદારૂ**—(બાજુએ) બાપલા મુવો કેમ હાંકેશ, વારૂ શાહેબ એ તો હવે હોશે પણ કંઇ પરમદારનું કીધું? જરાક દીનબાઇને બોલાવો તો હું બોલાશો કરૂં નહી તો પરમદારે ખરાબ લાગશે જો?

**જમશેદજી**—(અંદર જઇ હાંક મારેછે) દીનબાઇ, દીનબાઇ.

**બમનદારૂ**—(બાજુએ) એ મરેરે! એનેબી કેમ નારીયું હાંકીયું, મારા બાપ? છતરીનાં શલીયાએ દાંત કોતરાતા હોશે. શલીયાને બદલે હા થોશ કાંએની બોલીઓ; લેવો ધણી ધણીયાંણી આંયાં.

[જમશેદજી ને દીનબાઇ આવેછે.

**બમનદારૂ**—આવો માંએ દીનબાઇ, લેવો એતો મેં ફકટ તમારૂં હીર જોયું. મને શું એમાં, મને શાની ગરજ પરીકે વ્યાજે કરાવીને રૂપીયા લાઉં, એતો કંઇક સમજાવતાં કાલાવાલા કરતાં વલ્યું. ને એમ તે

શું કંઇ ભાગી પરવાનું ઉતું કે? એ લોકનો શોકરીપર ઘણો પ્યારશે, ને જોજોની કે એ કેવી શુખી થશે ને પછીજ મને યાદ કરશોતો.

[પુતલીબાઇ આવેછે.

**પુતલી**—માંએ, માંએ, તમોને કોઇ આએ પુછેચ.

**દીનબાઇ**—હા, બા, દશતુર, બીચારી ઘણી શુખી થવાની ને તમોને નહી યાદ કરશે તો કોણને બીચારી યાદ કરવાની છે?

[દીનબાઇ ને પુતલીબાઇ જાયછે.

**બમનદારૂ**—વારૂ એ બધું તો રેહયું શાહેબ પણ રૂપયા થાવા ગણી લેજો.

**જમશેદજી**—(રૂપીયા ગણીને) અરે એમાં તો એકશો ઓછાછે.

**બમનદારૂ**—તે વરી મારી મેહેનતનાં લીધા કની? વારૂ નહીતો તેબી લેવો. (નોત કાઢી આપેચ). પણ શેઠ બધા નહીતો અરધાતો આપો, કે કંઇ નવી પાઘરી, જામો, જોરા, કંઇતો કરવા કાંમ લાગે.

**જમશેદજી**—(હશીને) મોબેદ હવે તમે જોરા મુંકી દેવો ને બુત પેહરો બુત. લેવો આએ હાલ તરતનો (૨૫) છે. (ગણતા ગણતા બોલી ઉથેચ) અરે પણ પાંચની છુટી નોતબી નથી, તારેતો વીશજ લેવોની.

**બમનદારૂ**—કંઇ નહીરે મારા મેહેરબાન, મારી પાશે છુતા પાંચ રૂપીયા શે.

**જમશેદજી**—અરે પણ ભલા આજમાં ૧૦) નો કતકોબી નથીની કે વતાઉ, બધા વીશ ને પચાશનાંજ છે.

**બમનદારૂ**—(બાજુએ) બચ્ચાજી એતો મને બે મીડાંમાંથી એક મીડાં પર લાવી મુકયો. ફકટ મીડું શ કાપી નાંખ્યું શજો. (મોતેથી). વારૂ શાહેબ, તારે થીકછે, હાલતો એતલાજ ચાલશે. હું રજા લઉશ શાહેબ. પરમદાહારે શહવારનાં પોહોરમાં મલશું.

**જમશેદજી**—હા, જાવો. દશતુરજી, શહવારનાં શકારે આવજો.

**બમનદારૂ**—શારે રૂરે શેથજી, શારે રૂરે. [જાયછે.

## અંક ચોથો.—પ્રવેશ પેહલો.

(અરદેશરનું ઘર. લગન કરવા જમશેદજી પંથકીનાં બંગલામાં જવાની તઇયારી થાયછે. અરદેશર ને આલા વાત કરતાં કરતાં બાહાર આવેછે).

આલા—અદી, હવે વાજાવારાને સીગરામમાં કાહારેની, નહીતો:—;

અદી—હા, ચાલો, આપરીબી ગારી જોરાવીએ.

[રૂમીનાં મામાં મેહેરૂમજી આવેછે.

મેહેરૂમજી—બેહેન આલીબાઇ, ને શેઠ અરદેશર, હું અંતકરણથી ઇચ્છુછું કે, આજનો દીવશ તમોને મોબારક થજ્યે. ખોદા કરેને રૂમીનાં ગ્નાનમાં વધારો થાજ્યે, અને તમારી રોજીમાં બરખત મલે. ચાલોની બેહેન બધી ગારી આવીચજો.

આલા—હા, ચાલો ભાઇ, પણ આપરૂં ઘેર છોરી જઇએ તેની અગાઉ એક ખુશાલીનું ગીતતો ગાવું જોઇએ બાવા; મારો રૂમી કાંહાંછે?

અદી—એનો જાણે કંઇ પણુવાનોછે તે કંઇ શાતમે આશમાને ચહરી ગીયોચ. કંઇ એમ દોરેચ ને તેમ દોરેચ, ને ઘરીકમાં આરશીમાં મોહનું જોએચ, તો ઘરીકમાં કંઇ સેંહતો પારવા મંડી જાયચ ને ખુશ, ખુશછે.

મેહેરૂમજી—લેવો અરદેશર શેઠ તમારા રૂશતમજી શેઠ આયા.

[રૂમી આવેછે.

આલા—ચાલો તારે આપરે બધાં સાથે ગીત ગાઈએ; જો રૂમી તુંબી ગાજે.

રૂમી—માંજ્યે તારે "કોનસરટીનાં" લાંઉ કે?

આલા—નહી, નહી, તેતો ગારીમાં, મુકાવીચ કેની.

રૂમી—હારે, માંયજી.

અદી—તો, ચાલોની, વખત કાંજ્યે કાહરોચ.

રાહ—ઇંગ્રેજી.

**અદી—** ચાલો હશતાં જઇએ, રમતાં જઇએ, રૂમીને પરણાવીએ.
પુતલીબાઇને આપણી વહુ બનાવીએ,
બનાવીએ, એ રૂપસુંદરીને આપરે ઘેરે લાવીએ.

**રૂમી—** હા, હા, બાવાજી, મને પરણાવો, હું તો એને મ્હાવશ.
પુતલીબાઇને મારી બઇરી કરશ,
કરીએ આપરે, એ રૂપશુંદરીને આપરે ઘેરે લાવીએ.

**આલ—** વાહ, વાહ, મારા દીકરા, તું પરથી હું તો મરી જાઉ,
તારીપરથી હું તો બધી ઓવરઇ જાઉં,
લાવીએ. ખરેખર આપણી પુતલીને ઘેરે લાવીએ.

**મેહેરૂમજી—** ખુશ થાવો, ઘણું જીવો, માંગું હું એવું જો,
ઓ પ્રભુ, એમને લાંબી જીંદગી, બખશજો,
ચાહીએ, ચાહીએ, એવું, અમે શરવે અંતકરણથી ચાહીએ.

**બધા—** ચાલો, હસ્તા, જઇએ, રમતાં જઇએ રૂમીને પરણાવીએ,
પુતલીબાઇને આપણી વહુ બનાવીએ,
બનાવીએ, એ રૂપશુંદરીને આપરે ઘેરે લાવીએ.

[સઘલાં જાયછે.

---

## પ્રવેશ બીજો.

### જમશેદજી પંથકીનો બંગલો.

[શેઠ અરદેશરને તેવણનું આખું કુટુંમ્બ, લગનની ધાંમધુમમાંછે, વાજું વાગેચ ને ચાકરો, છોકરાં ઓની ખાનાંની તેબલ બીછાવામાં મશગુલછે. આલ દાખલ થાએછે.

**આલ—**(દોલુ ચાકરને) કાંએ, બાવા તમારા પેશતનજી કાંહાં ગીયા ?

**દોલુ—**જી, "ગોદાઉન"માં છે, તેરાઉ ?

**આલ**—હા, ભાઇ, જરાક જરપ કરોતો. (પાવરીનો કારભારી શોલુ આવેછે).

**દોલુ**—શેઠ, બાઇ, પેશતનજીને બોલાવેચ.

**શોલુ**—રશતાઇ, રશતાઇ, શેઠને મોકલ.

**રશતાઈ**—આવેચ શાહેબ. (પેશુ આવેછે).

**પેશુપાવરી**—કેમ બાઇ, કંઇ હોકમ ?

**આલ**—અરે બાવા, છોકરાંઓની તેબલ મંડાવોની?

**શોલુ**—આએ શું, બાઇ, માંદીએચની. હંઇયાં માંડેચ.

[અંદરથી તેબલપર હુરરે થાએછે.

**દોલુ**—બદલા, જલડી હંઇ આવ?

**બદલો**—(અંદરથી) આયો શાહેબ, જાંહનો તાંહ.

**પેશુ**—અરે કુમલા, આએ બુચાને થોરો સાહાશ મુંક ?

**કુમલો**—(અંદરથી) લાયો શાહેબ, મુંકેલો છે તાંહનો તાંહ.

[પાછા હુરરે થાએછે. વાજુ વાગેચ, ને માંતીદાઓ, બઇરાં, છોકરાં શઉ જમી રહી શાથે આવી બેશેછે.

**અદી**—ચાલો, ચાલો, હવે છોકરીઓ, કંઇ શારાં શારાં ગીત ગાવો

**આલ**—અરે પણ બેન્ડવારાને ખાવા બેશારીયા કે ?

**અદી**—અરે તે પાવરીને કહેલું છે કની, તે મેનીજ કરશે.

**રૂમી**—બાવા હું કોનશરતીનાં વજારૂં કે ?

**મેહેરૂમજી**—રૂમી, તારૂં શુકૃયાનું મ્યુઝીકતો શાંભલતાં મારાં કાનબી દુખી આયાચ. તું રહેવા દે, ને જરાક "પપા"ને "વાયોલીન" વજારવા દે!

**અદી**—અરે પણ મારૂં વાયોલીન લાયોચ કાંહ ?

**મેહેરૂમજી**—કંઇ નહીરે મારા મેહેરબાન, હમના હું બેન્ડવારા પાશેથી લાવી આપું.

[વાયોલીન લેવા જાયછે.

**રૂમી**—જો બાવાજી હુંબી વજાવ ને તમેબી વજારજો.

**અદી**—અરે પણ હું કયાં વજારવા માંગુંચ, એતો તારો માંમો બોંહોંશ કરેચ.

[મેહેરૂમજી વાયોલીન લઇ આવેછે.

**મેહેરરૂમજી**—લેવો શેઠ "તીમ--તોમ" ચલાવો હવે?

**અદી**—તારેતો શાહેબજ ગાવાનું શરૂ કરોની?

**આલ**—હા ભાઇ તમારો પેલો "Whist Whist Gallop" કાહારો

**મેહેરૂમજી**—વારૂ જેવી તમ ભઈ બેહનોની મરજી.

[અરદેશર વજારેચ ને મેહેરૂમજી ગાયછે.

**અદી**—First Class indeed, very nice—ચલાવ હવે રૂમી તું એક ગા. [રૂમી ગાયછે.

આજ માંઍજી કહો મને—રાહ.

શાંભલો મારૂ, ખરૂ કહું હું, મારા વ્હાલા ભાઇ બ્હેનો,
કેઉ શું તમને, વીચાર મેં કીધો, એક દીને ફરવા જવાનો,
જોઇ મેં ત્યાં એક ખરી શુનદરી, લાગી મને બહું પ્યારી,
જાણે તેજ ઘડી કહું હું તેને, થા એ દીલ રૂબા તુંમારી.
હા, હા, તેનો હુસ્તો ચેહરો, ન જાશે, મુંજનાં ધ્યાનમાંથી,
કેમ કરી ભુલું તેની હું ચાલ. કેમ વીશરૂ હું તુંને એ પ્યારી-
દેખાવની તે હતી. નાંજુકનાર, શોલ વરશેક ની હશે ઉમર,
શું તેનું કદ, શું તેનો દેખાવ, હતી કેવી તેની કમર.
શાંભલો માંરૂ, ખરૂ કેઉં, હું, મારા વ્હાલા ભાઇ બ્હેનો.—

**આલ**—વારે મારા દીકરા, એ કીયા નાંતકમાંનું છે?

**મેહેરૂમજી**—વારૂ બેહેનજી એમ કરી તમારી "Turn" નાં ઉદાવો,

**આલ**—હા, ચાલો વરી, બધા ગાયને આપુનેબી ગાવાનું?

[આલ ગાયછે.

Home Sweet Home.

**રૂમી**—બા, હવે, તમે કંઇ ગાવોની.

**અદી**—કીયું ગાઉ બા, મનેતો હજારો ગીત આવરેચ; તું કહેતો ફા

રશી, નહી તો કે અરેબીક, નહી તો ઇંગલીશ, નહી તો હીબરૂ, નહી તો જરમન, ફ્રેન્ચ, રશીયન, ઇતેલીયન, શંનશકરૂત, તું કેહે તે; નહીં તો અંતે ગુજરાતી તો છેજ.

**મેહેરૂમજી**—વારૂ, અરદેશર, એ તમે વેહવાઇ કયાંથી શોધી કાહરીયા ?

•**આલ**—એતો, બાવા, એવણુની બ્યાતરીનાછે.

**અદી**—કાંએ, "દીયર" આલ, તું એમ કરી એવું "મીન" કરેચ કે તારી મરજી વગર મે કીધુંચ ?

**આલ**—નહી, નહી, હું એમ નથી કેહતી, "દીયર" અદી મારા શમ; તમે એમ ખોટો વીચાર ના લઇ જતા. હુંતો ફ્કત "જોક" કરૂંથ.

**મેહેરૂમજી**—અરે બાવા, એતો હવે રહયું પણ મારો જવાબ આપોની.

**અદી**—પણુ શેઠ, એ કંઇ પુછવાતું.તમોને કારણુ?

**રૂમી**—લેવો મારા વેહવાઈ વીશે પુછોચકેની ?        [બધા હશેછે.

**મેહેરૂમજી**—અરેવારે મારા ઓલીયા, હજુરતો પણીયો નથી, તેટલાં વેહવાઇબી થયો કે ?

**રૂમી**—(ઘભરાઇને) નહી, નહી, તોબી મને કેહવોની, આપણા જમશેદજીનીજ વાત થાએચકેની ?

**અદી**—અરે પણુ ગાંદા તેવન શું તારા વેહવાઇ ગણાએ કે શશરા ?

**રૂમી**—તે વરી વેહવાઇ ને શશરામાં શું મોટો ફરક. એક વાણીયા લોકનો બોલ છે, તો બીજો પારશી લોકનો.

**આલ**—અરે, અરે રૂમી, તુંબી આજે હશાવી, હશાવીને માંરી નાંખેચ, વાંજીયાનાં કયાં કોટક જોઉ ? જો શાંભર, તારી બઇરીનો બાપ તે તો શશરો, પણુ તારી બઇરીનો વર—;

**મેહેરૂમજી**—વારે બેહેનજી, કેમ, કેતલાં ગલાશ લીધાંચ, એની બઈરીનો વર, આફ્રરીન, આફ્રરીન.

**આલ**—(હશીને) અરે નહીરે, મને અમથાં ઘભરાવોનાં; જો, શ-શરા શું તે તો તું શમજયોની, હવે વેહવાઈ કોણ તે શમજાઉ; તારી છોકરીનો વર જે હોએની તેનો બાપ, તે તારો વેહવઇ; પણ જમશેદજી તો તારા શશરા થાય, પણ તારા બાપનાં વેહવાઇ થાએ.

**અદી**—કેમ હજુર નહી શમજયો, હવે તું કોણનો વેહવાઈ, જોંઆ બોલની? તારો શશરો કોણ? બોલ ઝડપમાં?

**રૂમી**—હું જમશેદજીનો વેહવાઇ, તે તમારો શશરો.

[બધા ઘણું હશેછે.

**મેહેરૂમજી**—અરે મારા ઉલ્લુ? ચાલ હવે એતો તું આશતે આશતે શીખશે, પણ માનશો અરદેશર શેઠ, તમારા વેહવાઇ વીશે મેં શાંભરીયુંચ કે એવનનો પેલો બીચારો નવરોજી નાંમનો છોકરો નથી ગુજરી ગીયો, તેનાં પેહેલાં વરશને દાહરે એવને ખાવાનું કીધુંતું, ત્યારે ફકટ પોતાનાં બંગલામાંથી શાંમબેની વારીમાં ખુરશી તેબલ લઇ જવાની હેલજ પાણશો રૂપીયાની થઇ હતી.

**આલ**—ભઇ, તમેબી હમારા ગરીબ વેહવાઇની મશકેરી કરોચ કે?

**મેહેરૂમજી**—નહીરે બેહેન, ને વરી લોક તો એમબી કેહેચ કે તે હેલનાંજ પઇશામાંથી બમન પાવરીએ, બે ત્રણ ચ્યચાર મારનાં ઘેર બંધાવ્યાં.

[પેશુ પાવરી આવેછે.

**પેશુ**—(અરદેશરને) શાહેબ ખુરશી કેણીગમથી ગોઠવીએ, બબે લેન કરીએ કે તન તન?

**અદી**—હો, હો, એતલાંમાં શું શાંહજનનો વખત થયો કે?

**પેશુ**—હારે શાહેબ, હવે જરપમાં તઇયાર થાવો.

**મેહેરૂમજી**—એ, મી: ઘરપચીઆ, એ દોરઘામ મુકી મારે વાશતે એક ચાએનું કપ મોકલ.

**પેશુ**—વારૂ મુંરબ્બી. [જાયછે.

**આલ**—તારેતો ચાલોની માંએ, આદરનીનોબી વખત થયો.

[શરવે જાયછે.

## પ્રવેસ ત્રીજો.

### ઓલબલેસ બાગ.

[શાહાજનનાં ગ્રહસ્થો, સ્તેજપર બેઠાછે; અંદરથી વાજુંં વાગતું આવેછે, ને રૂમી પછવારે શાહજન લઇ પરણુવા આવેછે. શરવે બેઠા પછી, તોરા ને પાનનાં બીરાં વેંહચાયછે, થોડાક વારમાં તાબરા પરેછે ને શરવે ઉઠી જાયછે; અરદેશર ને આલ મનમાં વાત કરતાં કરતાં બહાર આવેછે, તેવામાં તાર આફીશનો શીપાઈ છથુ, તાર લઇ દોડતો આવેછે.

**અદી**—(શીપઈ તરફ જોઇ) એ, કાએ હએરે? કોણુલા વીચારતે?

**છથુ**—શેઠ એ, અરદેશર ખરશેદજી અચારવાલા કુયે હએ?

**આલ**—(ઘભરાઇને) એ શું, તાર છે કે અદી?

**અદી**—હા, તેમાં બીહેચ શાની? એ તો કાઇનું "કોનગ્રેચ્યુલેશન" હોશે; લાવની, વાંચી તો જોઉ?

[વાંચેછે.

From Rangoon To Bombay

From B. H. Belamaneckna To Ardasir Kharsetjee Acharwala

Regret the Great Eastern Dubious Bank Limited just suspended payment.

(વાંચી રહી બાજુએ) ઓ મારા ખોદાએ, આએ શું મોહકાન?

**આલ**—કાએ, શું છે, અદી?

**અદી**—કંઇ નહીરે, મેં કહયુંની, કે, "કોનગ્રેચ્યુલેશન" છે, ચાલ આપરે જમવા જઇએ.

[બેઉ જણ જાયછે, અંદરથી હુરરેનાં પોકારો શંભલાએછે.

**બમનદારૂ**—(અંદરથી) લેવો શાહેબો, આએ ખુરશી તેજલની શલામતી, લેવો શાહેબો.

**મેહેરૂમજી**—(અંદરથી) લેવો બેહેન, આલીબાઇ, **આએ આજનો** દીવશ મુબારક થાએ, શેહાદી નેક થાએ, અને આ જોડું શુખ **જોઇ,** અમન ચમનમાં રેહે.

[ અંદરથી હુરરે થાએછે, અને વાજું વાગેછે, **અને** થોડાક વારમાં શઘલા પાછા બહાર **આવેછે.**

**દીનબાઈ**—ચાલો, બા ભાઇઓ, છોકરીને વરાવી આવો ;° દીકરા **પુતલી** આવજે હું; (કોટી કરેછે) (આલને) માંએ, એટલી તમારી દીક રીજ ગણુજો, ને માયા રાખજો.

**અદી**—(રૂમીને) કેમ રૂમી, જમશેદજી ને દીનબાઇને મલ્યો કે ?

[શરવે એકએકને ભેતી, શાહેબજી સલામ કરી જાયછે. બમનદારૂ ચોખા, નરીએલ, **શર** વેનું પોતલું બાંધવા મંડી જાયછે.

---

પ્રવેશ ચોથો.

[અરદેશર શુવાના ઓરડામાંથી આવી પોતાની "ડ્રાઇંગ હૉલ"ની બારીએ, ગમગીન ઉભેલાછે, તેટલાં આલ દાખલ થાએછે.

**અદી**—(અવાચી બાઇને) અરે ખોદાએ, આએ શું ઓચીંતો બ નાવ; પઇસા, તેં શું નખોડ વાલ્યું? હવે આલ પુછશે તો શું તેને જ વાબ આપશ.

**આલ**—(પછવારેથી) શુંછે "દીયર" કંઇ દલગીર લાગોચ.

**અદી**—નહી, એતો—કાલની થાક ચહરીચ. શારૂં થયું કે એકજ વખતનાં ઉતાંહું; જે લોકો બબે વખતનાં રાખેચ તેઓ કેવાં થાકીને લુશ થઇ જતાં હોશે.

**આલ**—હાસ્તો વરી, બીચારાં બધાં પતકાઇ જાએ; કહેચ કે પારશીઓ માં "જનમ, લગન, કે મરણ, એપર સઉથી.ઘણો ખરચ થાયચ," પણ હું તો ધારૂચ કે એની શાથે એમબી ઉમેરવું જોઇએ કે ઘણો ખરચ ને

શાથે લાગી ઘણી મેહેનતબી છે. હા પણ જો અદી, વરી હું તો વીશરી જતે. શું પુછવા આવી, ને શું વાતપર આયાં. વારૂ એ કાલે તાર કોણનો આયો? એવો કોણ "કાઇન્ડ ફ્રેન્ડછે" કે આપુને યાદ કીધાં?

અદી- (બાજુએ) યાદ કોણ કરે ? તું જાણશે તો કેવી દલગીર થશે.

આલ—કાંય, કંઇ બોલતા નહી, અરદેશર શું મારેથી છુપાવા માંગોચ? વારૂબા. હોએ કોઇ તમારા "ફ્રેન્ડને" આપરે ઓરખતાં નહી હોશું? એનો કોઇ "રીપન કેલબ"માંનાં નવા ફ્રેન્ડ હોવા જોઇએ.

અદી—(ઘંભીરાઇથી) નહી મારી વ્હાલી આલ, તેમ નથી; નથી કોઇ ફ્રેન્ડ, કે નથી "રીપન કલ્બ"; નથી "કોનગ્રેજ્યુલેશન," કે નથી મુબારકબાદી; પણ અલબતે શારા સમાચાર તો નથીઃ એ તાર વાંચી હું કાલનો ઘણો દલગીર છું, પણ એંવ "શપરમે દાહરે" તારો જીવ નહી ખાતો થાએ તેથી મેં તુંને જુઠું કહી ઝાંતી મુકયો.

આલ—પણ એવી તે શું ખરાબ ખબર છે? જરાક મને કેહવોની? ધુજરાં છુતેચને.

અદી—(દલગીર થઇ) જા, મારી દગલીમાંથી તાર કાહારી વાંચ.

[આલ જાયછે, અરદેશર એક ખુરશીપર બેશી ગીત ગાયછે.

મને નહીરે ખબર તારી—રાહ.

અરે ખોદા, આએ, શું માહકાન,
દલગીર કેવી થાશે મારી જાન—અરે.
કેવે શખ્ખતે દાહરે, કેવી માંઠી ખબર, લાયો તે પેગામ,
પઇશા ગયા, દોલત ગઇ, જાશે શાથે શઉ દોર દમામ—અરે.
આલ તને શું કઉ, હવે હું શું કરૂં, મીતાવું આએ ભારી જફા,
નાં થતી તું, ઓ મારી જાન, નાહેકની તારી વહુપર કફા—અરે.
નહી ધારેલો બનાવ, બનીયો શાથ કેવો, છે એ અકશમાત,
હવેતો રાખજે, ઓ દાદગર દાતાર, મારી એશ ને હોરમત—અરે.
માંગી લઉછું, ઓ ઇશ તુંજ પાશ, બર લાવજે આ મારી આશ,
બખશજે શંતોશ શાય શકતી, દુખ શહન કરવા, માંગે અદી ના શીપાશ—અરે ખોદા.

[આલ ઘ્રભરાતી અંદર દોરી આવેછે.

**આલ**—એ શું, કાલની ખબર આવીચ કે? મરેરે એ શું મોહકાન વરી ગઇ; એ તો ખચીત તમારી નવી વહુ લેતી આવી. મેં નહી કહયુ તું કે "એનાં પગલાં કંઇ ઠીક દીશતાં નથી." "પણોતો પુત પારણામાંથીજ જણાઈ આવે," તેમ એ રાંન કમજાત, દુવાર એનાં ૫૦૦૦) ની માંગણીની અધીરાઇથીજ જણાઇ આવી.

[પુતલી દાખલ થાએછે.

**પુતલી**—જી, મારો રૂમી આએ ને મલઇ પાંઉ માગેચ.

**આલ**—(ચીરડાઇને) નીકલ રાંન, દુવાર પગલેની : તું મરે મારા ઘેરમાં આવતી. આવતાને વાર શાશું શશરાને લાભ કરાવયો. જે કંઇ બાકી ૧૫-૨૦ હતા, તેબી દુબારી મારીયા. જા પત મારી આગળથી.

**અદી**—(દલગીર થઇ) કાંએ, કાંએ, આલ, એ બીચારીને શું કહેચ, એને શું કીધું? નશીબમાં હોશે તે થયું. (ધંભીરાઇથી). પણ ખરેખર બધું ઉતું, તેબી ગીયું. (આલનાં ખભાં પર હાથ મુકી). પણ આલ નાહેકનો આપુને એને દોષ નહી દેવો જોઇએ.

**આલ**—અરે શું નહી? એ મરે, રાંન દુવાર; હું સાફ કેઊચ કે એને આજથીજ મારા ઘેરમાં રાખવાની નથી. એને જોઇએ તો એનાં માંએ બાપને ઘેર જઇ પરે. ને છોકરો રસ્તો, કમાતો થાએ, તારે આવીને રહે.

**પુતલી**—(ધીમેથી) મારા મેહેરબાન શાશુજી, તમે શું કરવા એતલાં રનજીદા થાવોચ. તમારી મરજી નહી હોશે તો હું હંઇ નહી રહેવશ.

**આલ**—હા? હા? વરી નહી રહેવશ શાનું? નહીજ રેહ; હમનાંની હમનાંજ જા, તારો રસ્તો કાપ ને તારૂં નેહેસ્ત પગલું દુર કર.

**પુતલી**—શું કરૂં મારાં કરરદાંન શાશુજી, હું વધારે બોલી, તમોને દુ:ખી કરવા માંગતી નથી: પણ જયારે તમે મને વગર વાંકે એતલી શતાવોચ, તારે મને કેહયા વગર પણ ચાલતું નથી કે મારા ધણીનાં હોકમ વગર તો હું હંઇથી જઇ શકનાર નથી.

**અદી**—પણ હા, ખરૂં છે આલ, હમનાં કાંઇ હંઇથી જવાંએ, ખરાબ લાગે: આજનો દાહરો તો રહેવા દે: કાલે જોઇ લેશું.

**આલ**—પણ વરી છે કીઆ શારા પગલાની રાન? કે આજનો દાહરો રાખીએ; તે છતાં તમારી મરજી હોએ તો એમ કરો; પણ મને તો બા મુદલ ગમતું નથી. હું શાફ કેઉંચ કે હું કાલે એને મારા ઘેર-માં રાખવાની નથી. નહી તો રાંન વરી કંઇ બીજી બલા લાવશે.

**અદી**—વારૂ ચાલ, કાલની વાત કાલે કરશું.

[મીરૂ આવેછે.

**મીરૂ**—શેઠ જમવાનાં તૈયાર છે, તારી નોસ્તો લોવેચ.

**અદી**—હા, જા, બધાનો નાસ્તો શાથે કાહાર, (આલને) ચાલ દીકરાં આલ, એ બુક જરાક જમી અરાતીએ; કે કાલની થાક ને ઉજા-ગરો બેઉ ઉતરી જાએ.

**આલ**—નહી, હું તો નથી જમતી. તમુને જોઇએ તો ખાવો. મારૂં તો માંથું દુખેચ, ને કંઇ જીવ દોહવાએચ.

[માથે રૂમાલ બાંધેછે.

**અદી**—વરી "દીઅર" એમ શું કરેચ? (હશીને). નહી ચાલ, શું કઇ કાલે ઘણું ખાંધુંચ કે? એમ હોતે તો આજે રંધાવતેજ નહી.

[ રૂમી આવેછે.

**રૂમી**—બાવાજી નાંસ્તો થંડો પરેચ ચાલોની, આજે તો મલાઇ બી નથી ખાધી બાવા; બીર ઉઅેરાવોચ કે? આઇશ ભંજાઉ કે?

**અદી**—નહી રે, નાંસ્તા સાથે બીર શાનો હોએ. જોની આએ તારી માંએ નથી ખાતી તેથી હુંબી બા નથી જંમતો.

[ ચાલી જાયછે.

**આલ**—(બબરતી જાયછે). રાંન, મોતી શોભતી વહું લાયાચ.

**રૂમી**—અરે બાવાજી, પણ હું ખાવાનો છેઉની, મને શાથે લેતા જઇએ કની?

[ દોરી જાએછે.

**પુતલી**—(આંખમાં આંશું લાવી). રે ખુદા, શું મારાં નશીબ; બાવા જાણે કે છોકરી પરણી શુંખમાં મજાહ કરતી હોશે, ને બીચારાં-માંએ ખુશી થતાં હોશે કે શારે ઘેર પરી; પણ કંઇ છોકરી ભુખી રડતી ઉભીચ તે કોણ જાણેચ? ઓ ખોદાએ, આએ મારા પર શું

આફ્રત ? ખરેખર માંમ્મેજીની બધી ધારતીઓ ખરી પડતી જાએચ. શું બાવાઅેબી ધણી અપાવીયોચ જો, "અરે હું ખાવાનો છેઉ" એમ બોલી, બાપ પુઠે દોડી ગીયો, અરે પણ મને યાદ કીધી ? પોતાની મોહોરદાર રડતી ઉભીચ તેની કંઇ દાદ લેચ ? કંઇ નહી. હજુર નાદાન છે ! હું બી ખરી કે મારો ખરો પ્યાર, મમતા ને મેહેનતથી મારાં માં બાપ, શાશું શશરાને શરવેને પ્યારે જીતી લેવશ. મરેરે બમનદાર કેહેચ કે છરી કાંતાઅે ખાવાનું મલશે, ગારી ઘોરે ફરવું પરશે. કયાં ગઈ એ બધી જુઠી લવારી? મારાં મેહેરબાન ભાઇ બહેનો, ખરૂં માંનજો કે એવા જુઠા કારજ કરનારને બદલે તમારી જાતીકી મુરૂજી અને ખરા પ્યારથી લગન કરશો તો વગર પઇશે બી જરૂર શુંખી રેહેશો. હા, હવે તો આ સંકટમાંથી ટાલવાને ઓદા મને શકતી આપે—તેનીજ બંદગી કરી લેઉં.

[ ગાયછે.

બદલામ થાઇ, દીલદાગલાવી—રાહ.

બદલામ થાઇ, અંતે દુવાર થરી, આવીને ફશી પરી, પઇશાના લોભથી,
નહી આપયું કાંઇ ધ્યાંન, પીતાજીએ શાંભંલ્યું બયાન, તે નાપેકાર કાજ કરનારની-શરવે શરાગાતથી.

અરદેશરનાં પઇશાપર, લોભની કીધી નજર, આવી ગીયા ઉસ્કેરાઇ, પાંચ હજારની લાલચથી.

પણ હવે તો ઓ દાદગર, મુંજનો જીવ ઉગાર, કેમ કરી શાહય થા— છોરવવા આ શંકટથી.

બખશ મુંજને હીંમત, દેખાડું ખરી કીમત, બતલાઉ, નથી નાંતવાન, તુંજનીજ મદદથી.

રહયું નથી હવે કોઇ, એકીલો છે તુંજ હંઇ, મદદગારબી તું, બચનાર છું હું તુંજથી.

બદલામ થાઇ, અનતે દુવાર થરી, આવીને ફશી પરી, પઇશાનાં લોભથી.

અહી—(અંદરથી) પુતલીબાઇ, માંએ પુતલીબાઇ.

પુતલી—(જતી જતી) અરે આવીજી, આવી.

## પ્રવેશ પાંચમો.

[ જમશેદજીનું ઘેર, શરવે બેશવા ઉઠવાના ઓરડામાં છે, બમનદારૂ હાથમાં આંકરો લઇ બેઠાછે.

**જમશેદજી**—કેમ તારે મોબેદ, ધારવાં કરતાં વધુ ખરચ થયો કે? કંઇ ઘણું વધે એમ દીશતું નથી.

**બમનદારૂ**—અરે શેઠ, એ તો ટુકું ટુકું કરતાં, એતલું થોરૂં થયું, નહી તો કાણ જાણે કેવી ખાલ ધશાઇ જાતે.

**દીનબાઈ**—વારૂં હું એમ કહું કે આપુને કંઇજ નહી ને એમ થોડું કરતાં એતલી મોતી રકમ થઇ તો બીચારાં પેનાંઓને શું થયું હોશે?

**જમશેદજી**—અરે તે લોકની કયાં વાત લાવેચ? તે લોકને શું છે? તેઓ પાસે તો દોહરીયાં છે. મારી પાસે જો તે લોકનાં જેટલો પઇશો હોએ, તો આખા ગામને તેરૂં.

**દીનબાઈ**—અરે જમશેદજી, પઇશો, પઇશો, નાં કરોરે. એનો કાંઇ ભરોશો નહી. જોયું, બીચારા પેલા બેલા ફ્રામનાં ખરશેદજી ગારી ઘોરે ફ્રરતાતા, ને રોજ ૧૫-૨૦ માણુશ તો એવનને ઘેર જમે ને આજે તેવનનાં પઇશા ગીયા તારે કોઇ અરધીબી પુછતું નથી!

[બમનદારૂ તેવામાં બારીએ થુકવા ઉથેચ ને પુતલીબાઇને ગારીમાંથી ઉતરતાં જોઇ બોલેચ.

**બમનદારૂ**—(બાજુએ) બાપરે હંઇતો કંઇ મોહકાન વરેલી લાગેશ? પુતલીબાઇતો કપરાંની ગાંશરી લઇને આવેશ? થોબરૂબી ચહરેલું દેખાએ શજો? રએ કંઇ કજીયો કરી આવી હોએ? ચાલ બચ્ચા ભરીયા ભરમ માંજ વનજો માપ. જોઇએ તાંહ કેમશે તેતો જરાક ખબર લઇએ. (મોટેથી) કેમ બાઇ હવે કંઇ બીજું તો કાંમ નથીની? મને જરાક જાવુંશે. આપરેબી કંઇ બીજે ઠેકાંણે મુદું મારીપુંશ; જોઇએ કંઇ તીકકો લાગી જાએશ, શાહેબ મેહેરબાન.

**જમશેદજી**—પણ હવે આવશો કયારે?

**બમનદારૂ**—અરે ઓદા કરશેતો એચાર દાહરામાં, પાછા મલશુશ તો. હું રજા લેઉશ બા (દશતુર જાએછે ને પુતલી આવેછે તેને જોઇ મો બેદ જતો જતો બોલેછે) લેવો પુતલીબાઇથી તમારાં વગર રેહેવાયું નહી તે મલવા આયાંશ. [જાયછે.

**દીનબાઈ**—કાંએ પુતલી આજે અંઇ આવી?

**પુતલી**—(ઓટાં દોલે) નહી માએજી અમથી જરાક તમોને મલ્વા?

**જમશેદજી**—અરે પણ એટલી બધી શું ઉતાવલ ઉતી? ખરાબ લાગે, તે લોકના મનમાં ઓછું આવશે કે જો કેવી લારકીછે કે માયને મલયા વગર ચાલ્યું નહી? તારી શાશુબી તારી માંએ બરોબરછે; તેવણ આગલ રહેતે ને વારોવારપર આવતે.

**પુતલી**—(ઉડાશ થઇ) બશ ઘણું થયું બાવાજી? ખરેખર મારાં સાસુ મારાં માએનીજ ગરજ સારેચ. કેવાં બીચારાં માયાલુ ને કદરદાનછે?

**જમશેદજી**—તારે, તારે; વારૂ તુંને ગારીમાં મોકલીકે? જોરી ઉતી કે એક ઘોરો.

**પુતલી**—અરે બાવાજી, જોરી શાની ને ચાર ઘોરા શાનાં? કોણ જાણેચ કે શું બરીયુંચ ને શું નહી? તમારા માયાલુ વેહવાનની તો વાત શાંભરો કે પેહલેજ દાહરે બીચારી વહુને ગાર દેઇને કેહવાં બ્હાર કાહારવા તઇયાર થયાં? ને તેબી વગર વાંકે?

**દીનબાઈ**—કાંએ, કાંએ, શું થયું?

**પુતલી**—થાએ શું? એ લોકનાં કમનશીબે, જે બેન્કમાં પોતાનું નાણું મુકયુંતું, તેને દીવાલું કાહરયું તેથી બધો થપકો વહુપર આયો કે રાન અવર પગલેની ઘેરમાં આવીને અવર લાવી.

**જમશેદજી**—હેં, શું એ લોકનાં બધા પઇશા જતા રહયા? હું તો કંઇ આશા રાખતો તો કે હજુર કંઇ ઓકાવશું? ખરેખર આપણે ઘણા કંમનસીબ છઇએ.

**દીનબાઇ**—(ચીરડાઇને) કમનશીબનાં કેહવો; એમાં આંપરાં નશી બનો શું વાંક? જાણીજોઇને કોઇનાં પઇસાપર લોભાઇ ખારામાં પરી,

પછી નશીબનો વાંક કાહાડવા બેહાચ. ક્યાં ગયો તમારો " ચાંકાશદાર" જમાઇ ?

**પુતલી**—( ધીમેથી ). બાવાજી હવે એ કોણ ? "શુખશો જમાશ કે નાથા દેવજી"?

**દીનબાઇ**—કેમ ધણીજી, કેતલા તોલયા? "દશ, પંદર. કે વીશ ?"

**પુતલી**—કેમ બાવા, હવે મને "ખુર, મતોરૂ" ને બદલે, શુનું કે રૂપુ ખવરાવશો ?

**દીનબાઇ**—નહીરે દોકરી, એતો છાંદાવારો જમાઇને વેહવાઇ બેઊ શોધયાચ.

**જમશેદજી**—બશ દીનુ વીચારીને બોલ. પછવારેનાં બનાવ કોઇ આગલથી જાણી શકતું નથી. ભોગ મારાબી લાગા જે મારાં પઇશા જતાં બીજાનાંપર ઉમેદ રાખી તેબી ગીયા.

**દીનબાઇ**—બરીયા એવા પઇશા, ને બરી એવી ઉમેદ. બીજાની દોલતપર આપરે કેવી નજર કરવી ?

**પુતલી**—નહીરે માંએજી, એતો "વીશ પચીશનો જીવ, એતલે વીશ પચીશ હજારનું આશાંમી ખરૂં."

**દીનબાઇ**—હા, તેથીજ મુંવાએ " ગરે લગારીયાં" તો.

**પુતલી**—કેમ બાવાજી, હુંતો તમારે માંથે એક બલા ઉતી, ને આએ બીજી બલા શાથે લાવી કે ! મનેબી "માંએજીની માંફક પછવારેનાં વીચાર આયાતા, ને મનેબી કોઇએ ભણાવી રાખયુંતું."

**જમશેદજી**—ચુપ રેહ, નઠારી છોકરી ; જાહજી વાત નાં કર ! વધારે બોલશે તો હુંઇથીબી કાહારી મુંકસ ; પછી તું છે ને તારો વર. મેંતો મારી ફરજ બજાવી, પછી નશીબમાં હોએ તે થાવો. નહીતો ઉથરા જેવીને વધવા દેઉં.

**દીનબાઇ**—હા ! કેવી ફરજ બજાવી ? અરે એ ફરજ નહી; માંએ બાપની ખરી ફરજ તો એ છે જે શારૂ ખાંનદાંન જોઇ, પઇશાનો વીચાર નહી કરી બેઉની મરજીને પ્યારથી પરણાવી આપવાં, કે પછવારે શુખી થઇ યાદ કરે. નહી કે પછવારે દુખી થઇ મા બાપને વધારે

દુખી કરે. "આપરે પગ જોઇ પાથરણું તાણવું"; આપરાં જેવાંજ ગરીબ પણ શારાં કુલનો કોઇ ચાકરી ધંધાવારો હોતે તો કંઇ થતે નહી; પણ આએ તો મોટાં મોટાં ખાંનદાન શોધવા બેશે, બે ચાર પાંચ હજાર ઓકાવા માંગે, તો પછી આએજ ફલતે. ચાલ, દીકરી પુતલી, તારા કપરાંની ગાંશડી કબાટમાં ઉંચી મુંક.

[પુતલી ને દીનબાઇ જાયછે. જમશેદજી ગીત ગાયછે.

રે નહીં કીધાં મેં કંઇ રૂડાં કાજ—રાહ.

રે નહી કીધા મેં કાંઇ પેહલા વીચાર, અરે અફશોશ, થયો હું ખુવાર,
બીજાનાં પઇશાપર લોભાઇ, મેં બાંધી ભારે ઉમેદ, પણ તે તો શઉ
નીશફલ થઇ, કીધો મને નાચાર.

નહી કરો પઇશાપર કાંઇ ભરોશો, શત્ય માંનજો, મારૂં નેકનામ,
ગમે તેવા મુસ્તાક હોવો તમો, કરશે તમને લાચાર.—રે નહી કીધા

[દીનબાઇ આવેછે.

**દીનબાઇ**—કેમ, તારે જમશેદજી, હવે શું કરવા માંગોચ?

**જમશેદજી**—શબુર કર દીનું, ચાલ આપરે બધાં શાથે જઇએ, ને એની શાશુને પુછીએ, કે શા વાસ્તે મારી છોકરીને કાહારી મુકી? કોણ જાણે, એવામાં કંઇ એનો વાંક હોશે ને એ હંઇ ઉડાવતી હોશે.

[પુતલી આવેછે.

**દીનબાઇ**—ચાલ દીકરી તૈયાર થા; તારા બાવા તો "જુશતીશ" લેવા જવા માંગેચ. એવનને એમ લાગેચ કે કંઇ તારોબી વાંક હોશે.

**પુતલી**—હા, વાંક ખરો, ને તે એતલોજ કે, એ લોકનાં પઇશા દુબવાની અગાઉ હું એ લોકને ત્યાં ગઇ. જો અગાઉથી પઇશા ગીયા હોતે તો હું જતેબી નહી ને મારો વાંક થરતેબી નહી.

**જમશેદજી**—કાંએ પછી નહી જતે એતલે શું? શું એતલી બધી તું નાંફરમાન થતે?

**પુતલી**—નહી બાવાજી નાંફરમાંન તો થઇ નથી ને થતે બી નહી,

જો હું નાંફરમાન થવાની હતે તો તમારી મરજી મુંજબનો ધણી શું કરવા હું કબુલ કરતે? પણ તે લોકનાં પઇશા જતે, એતલે તમે પરણાવતે બી નહી. કારણ કે તમે મને તો પઇશાને પરણાવી, નહી કે મારા રૂમી શાથે.

**જમશેદજી**—મારી શીયાણી છોકરી, બશ હવે ઘણું થયુ, એ તો કીશ્મતની વાત થઇ ચુકી. [ ગીત ગાયછે.

રાહ.—ઇંગ્રેજી.

શાંભલ દીકરી તું, દુખ થાએ મને ભારી,
કંઇ પણ ગમ નાં કરતી તું, લાગે જખમ કારી.
વીચાર નહી કીધો મેં, શું થાશેરે તારૂ.
આખર પરીણામ જોયુ, હાએ, હું મારૂ.
ઘણો લોભ કરી, મેં નખોડ છે વાલીયું,
હાએ ખોદા, કયાનું કયાં, પઇશામાં ધ્યાન ઘાલ્યું.

[ પુતલી ગાયછે.

(ઉપલોજ—રાહ.)

ગમનાં કરો, ઓ પીતા મેરબાન,
ખુશીથી આપશ, મારો જાન.
શું કરવા, થાવો ગમગીન,
મેહેનત કરશું, રાતો દીન.
તમો શું, કે માતાજી, શાથ મારો વાહાલો ધણી,
શુંખમાં રેહશું આપણે, એમાં શકબી નથી.
ચાલો હવે જઇ કરો, તમે તમારી ખાતરી,
કે છે કમબખ્ત પુતલી, "આરી," કે "પાંધરી."
વાંક જો મુજનો થરે, બેલાશક કરો શીક્ષા,
નહીતો બેતીની ફરજ, લાવવા દેજો બજા—ગમનાં કરો.

[ બધાં જાએછે.

**દીનબાઈ**-(જતાં. જતાં). પઇશા પર પુતલી પરણાવી; જોયું કે માંએ?

## પ્રવેશ છઠ્ઠો.

[અરદેશરનું ઘેર, અરદેશર ફરવા જવા તઇયાર થાએછે, રૂમી એસકી થઇ બાવાની સેન્તની કબતમાંથી એક શીશી કાહદી સેન્ત રૂમાલપર છાંટેછે. બમનદારૂ આવેછે.

**અરદેસર**—હો, હો, આવો બમનદારૂ, કેમ હવે થાક ઉતરી કે?

**બમનદારૂ**—નહીરે શાહેબ ? થાક શાની ચહરે ? પણ એતો એક બીજે ઠેકાંણે મુંડું મારયુંતુની તે તાંથી નવરાશ મલવે, હમણા આયોશ, કેમ શેઠ કંઇ મેહરબાની કરશો ?

**અદી**—શું દોહરીયાં જોઇએચ કે ? હા, લેવોની બાઇ પારો માંગી લેવો ? પણ હાલતો અમે ફરવા જઇચ. હવેતો શહવારે આવજોની દશાતુર.

**બમનદારૂ**—વારૂજીરે, કંઇ ઉતાવલ નથી, શું કંઇ, નાહશી જાયચકે ?

[ જમશેદજી, દીનબાઇ ને પુતલી દાખલ થાએછે.

**બમનદારૂ**—( બાજુએ ) બાપ મારા, તાંહથી છતકવા ગીયો, તે હંઇ શપરાઇ ગીયો, પણ થયુંશ, શું ? કંઇ શહમજ પરે ? બધી ગુરકા, ગુરકી ચાલેશ ને ? ( મોતેથી ) કેમ શેઠ જમશેદજી કંઇ હંઇ આવવું પરીયું ? પુતલી બાઇનેતો માંએ વગર ચાલીયું નહી, ને તમોને શું વેહવાઇ વગર શાલયું નહી કે !

**અદી**—કેમ બમનદારૂ, તમેતો ઓલીયા ગપાતજ રહી ગીયા કે ? જાણયા વગર શું બકોચ ? રૂમી, શશરાને શાહેબજી કીધી કે?

**રૂમી**—હા, બવાજી કરૂચની? ( શશરા આગલ જાએછે ને શશરા પેતમાં દાબેછે ). ( આલ દાખલ થાએછે ),

**આલ**—આવો માંએ દીનબાઇ આવો.

**દીનબાઇ**—હાજી, આયાં.

[ પુતલી આલને મલવાં જાએછે પણ આલી અબોલા કરેચ તે જોઇ અરદેશર પુછેછે.

**અદી**—કેમ દીકરી પુતલી ? શારીપણેછેની ?

પુતલી—હાજી? તમે, શાશુજી સઉ કેમ છેવો? મારો રૂમી શાર પખેછેનીજી?

અદી—રૂમી જવાબ આપની? હેયુ? શરમાએચ કે?

[ રૂમી આલ આગલ બેશેછે.

અદી—( જમશેદજીને ) કેમ શેઠ જમશેદજી કંઇ આજે તમોને તશદી લેવી પરી?

બમનદારૂ—શેઠજી, એવન તો વાશી લગન કરવા આયાશ? આજે તમારે તાંહ પરોણા ઉતરીયાશ.

જમશેદજી—મોબેદ, મુંગા મરો, તમારી ખોટી હુશીયારી, ને એવો જુઠો બકબકારો છોરો. (અરદેશરને) નહી શાહેબ તમોને જરાક મલવા આયોચ.

બમનદારૂ—(બાજુએ) બાપરે! હંઇ તો જબર ભરકું ઉઠેલું લાગેશ, કંઇબી શલગયુંશ ખરૂં જો.

આલ—એ એમ બધાં મુંગા મુંગા શું બેઠાં? કંઇ કહેવું હોએ તો કેહવોની.

દીનબાઈ—લેવો માંએ, આએ કેહવાનું એતલુંજ કે મારી પુતલીને કાહરી કાંએ મુંકી?

અરદેસર—અરે બેહેન, એ કાંએ અમથો નકામો કજીયો કાહરોચ? પુતલીને કોઇએ કાહરીબી નથી મુંકી ને કંઇ કીધુંબી નથી? વાતમાં તો કંઇ દમ નહી મલે ને નકામું વધારી મુંકવું? તમે જાણોચ તો ખરાં કે બઇરાં કેવાં વેહમી હોએચ. મારા નશીબે શેહેજ શાહાજ કંઇ ગોદો લાગો ને તેબી વરી લગનનેજ દાહરે, તેથી આલનાં મનમાં વેહેમ આયો ને બે બોલ બોલાયા. બીજું કંઇ નહીંરે માંએ.

જમશેદજી—લેવો એ લોક તો બીચારાં કંઇ કેહતાં નથી, ને અમથું વધારી મુકોચ? ને પેલા ગોડોબી શેહેજ શાજ લાગોચ, કંઇ તદન એવનનાં પઇશા ગીયા નથી.

બમનદારૂ—શું, અરદેશર શેઠ કંઇ નાંહેકની શોરતી આવી કે

**અદી**—બમનદારૂ મુંગા મરો તમારૂં એમાં કાંમ નહી ? તમુને વચ્ચે આવવાની કંઇ જરૂર નથી.

**બમનદારૂ**—(બાજુએ). જબરો ચાંત પારીયોશ હો ? તોફાન કંઇ વધશે કે કેમ ? હવે શું કરૂં ? નાંહાશવા માંડું ?

**અદી**—You know Mr. Jamsetjee, what these Parsee Girls are! and these Reformed Ladies of this age don't like to be contradicted. You see time cures every thing. Let her stop at your place, for some time and *I promise* to call her back.

**જમશેદજી**—અરે, My Good Sir, I have no objection રે, but this Mrs. of mine, also got angry; so I will take her now, but you must call her *soon.* હંકે.

**આલ**—અરે શાનું "call her soon". એ લોકની એવી ઇજ્જત કેવી? હું નથી એને ઘેર રાખવાની ?

**બમનદારૂ**—(બાજુએ) બાપરે આએ તો છકજ ચાવતો ઉદારેશ

**દીનબાઇ**—પણ એમાં ઇજ્જત શાની? એ તો તમારી ફરજ છે; શું છોકરી પરણીને અમારે ત્યાં રહે !

**આલ**—હોશે જે હોએ તે, તમોને જોઇએ તે કરો ! આએ કોરતનાં બારણાંબી ઉંઘાડાં છે, લેવો માટાં છોકરી તરફથી લરવાં આયાંચ.

**દીનબાઈ**—નહી બેહેન, અમે લરવાબી નથી આયાં ને મારવાબી નથી આયાં, અમુને તો કંઇ નહી, પણ લોક તમોને હસ્શે, કેહશે કે આએ શુધરેલાં આલાબાઇએ પોતાની વહુને એક દાહરામાં કાહારી મુકી. ધુર પરજો એવા તમારા શુધારાપર.

**પુતલી**—મારાં મેરબાન, માંએજી ? મારાં માયાલુ શાસુજી, શા વાસ્તે અમથો કજીઓ એતલો વધારોચ? નકામો કાંય "કાગનો વાઘ" કરોચ. એવનની મરજી નહી હોએ તો ભલે. ચાલો આપરે આપરા ગરીબને ઘેર પાછા જઇએ, શો કોઇ જશે. પણ કોઇનો ઓદાએ જનાર છે!

અદી—(બાજુએ) શું, શીયાણી છોકરી, કેવી દાહી, ગરીબ, ગાય?

બમનદારૂ—અરદેશર શેઠ, તમારી ને બેહેન આલીબાઇની રજા હોએ તો હું બે બોલ કેહું? મને હવે લાગેશ કે તમોને ગોડો લાગયાથી, બાઇ આલીબાઇએ, બીશારી પુતલીબાઇને અવર ગણી, કાહારી મુકીશ, પણ ખરૂ કેઉશ કે એમાં એ બીશારીનો કંઇ વાંક નથી. પેલી કેહવત છે તેમ "કાગનું બેશવું ને તારનું પરવું," તેમ એ બીશારીનું ધરમાં પગલું મુંકવું ને તમોને ગોડો લાગવાનું થયુંશ?

દીનબાઇ—ખરૂ છે, મોબેદ, પણ તે એમાં તમારોબી મોતો વાંક છેની? તમે જો મારા જમશેદજીને, ખોટું, ખોટું કહી, પઇશાની લાલચ દેખારતે નહી, તો મારી છોકરી, એમ હારમાર નહી થતે, પણ હવે થવાનું તે થઇ ચુકું તેથી વધારે પીજન કરવા હું માંગતી નથી.

બમનદારૂ—બાઇ, હું આએ મારા ખરા અંતકરણથી તમારી પાશે માંફી માંગી લેઉશ. કે મેંબી આએ શું ધંધો લીધોશ. તોબાહ, તોબાહ, બશ હવે આજથી હું એ કાંમ મુંકીઝ દેઉશ. ને પશી બા તમે તમારે એક એકને મલી તમારૂં નકકી કરો. શારૂ થયું કે પેલા બીજા વોની માંફક મેં "શુનાનાં દાદરને રૂપાનાં દોડડાં" નથી બતલાવ્વાં, નહી તો કાંણજાણે કેમ થતે બશ મેં આએ મારી નજરે નજર જોયું કે એમ, જરાક શહરાગત કરતાં કેટલા ગેરફાયદા થાએશ એતો સારૂંછે કે એવે શારે ઘેરછે, બીચારી નઇતો કોઇ લુચ્ચાને ત્યાં પરી હોતે તો શું હાલ થતે? ને ખોદાએ તેની આંતરદી કેવી કદુવા દેતે? ઓ શાહેબ, માંફ કરજો, હવે કમબખ્તી લાગી હોએ તો પાછું એવું કાંમ કરૂ? બેહેન આલીબાઇ જરાક શમજી ઠેકાંણે આવી જાવો તો—;

આલ—(ચીરડાઇ) બમનદારૂ મુગાં મરો? જો તમારો પગદંડો રાખ્વો હોએ તો વચમાં કંઇજ બોલતાંનાં? હું છેઉ ને મારો વીચાર?

પુતલી—શાશુજી, જ્યારે તમારો વીચાર એવોજછે કે અહી મારે મુતલગ રેહેવું નહી તારે હું બાખુશીથી જાઉચ ને મારા રૂમીને તમોને શોપી જાઉં તેની અગાઉ, એક બે, બોલ કેહવા માંગુચ તે માંફ કરજો જી ખરૂંછે કે આએ મારા લોભી બાવાજીએ મને તમારા રૂમી સાથે પરણાવા નથી પણ તમારા લોકનાં પઇશા શાથે પરણાવીચ પણ મારા કદર

દાન બાવાજી, મેહેરબાન માતાજી, તથા મારા માયાલુ શશરાજી ને વેહેમી શાશુજી, તમો જરાક પણ બીહતાંનાં. જે થોરૂ ઘણું મને કંઈ આવરેચ, તેજ કાંમે લગારી, મારી જાતીકી મેહનતે જે કાંઇ મેલવશ, તેમાંથી ઘણુ નહી પણ ફકટ "રોતલીને સુકકો બુમલો," મારા વ્હાલા પેદા કરનારાંવોને હું શુખથી ખવરાવસ. જોકે તમોને શલાહ આપવાને. યા કાંઈ પણ કહેવાને હું તદન નાદાનછું તોપણ એટલું માહરૂ કહેવું ધ્યાનથી શાંભરજો, એટલુંજ નહી, પણ બીજા શરવેને કેહેજો કે કોઇબી રીતે દુન્યામાં પઇશા ખાતર કંઇબી કામ કરવું નહીં, ને એ પઇશાનાં ખોટા દબદબાથી હમેશ દુર રેહેવુ, અને મુખ્ય કરી લગનનાં નેક કામના શવાલ વખતે પૈશાનોતો જરાએ વીચાર રાખવો નહી. છોકરાનું ખરૂં શુખ જોતાં, પૈશા કરતાં, શારૂ ખાંનદાન, એકમેકની પ્રીત, ને રાજી ખુશી. શીવાએ, બીજું કંઇ જોતાંનાં. જેમ એક ઘેર બાંધનાર કારીગર, તેના કાચા પાયા માંટે, જોખમદારને ગુનેગાર થરેચ, તેમ એ ભવીસ્યનાં શુખનો પાયો લગન કરવામાં, ભુલ કરનાર, તેનાં કરતાં બેવરો ગુનેગાર થરેચ. મારા પ્યારા બાવાજી, પઇશા જેવી બીજી કોઇબી ચીજ દુનયામા દગાખોર નથી, તેતો તમે જોયું હોશે તે કોઇને નીમકહલાલીથી વલગી રહયો નથી, ત્યારે આપરે તેનાં પર કેતલો ભરોશો રાખીએ વારૂ ? હવે, વધું બોલવાને બદલે, અને તમોને ગુશ્શે યા દલગીર થવાનું કારણ આપ્યા વગર, આ "પઇશાને પરણેલી પુતલી," પઇશાજ વીશે એક ગીત ગાઇ શંભલાવેચ, તે મારા પઇશાપર પરેલા પોતાજી, મારા મેરબાન માયાલું માતાજી. મારા શીયાણા, શીખેલા શશરાજી, ને મારા શુધારાવાલા વહેમી શાશુજી, મેહેરબાનીની રાહે શાંભલો.

[ગાયછે.

નારી જે કરશે તે થાશે.—રાહ.

**પુતલી**—શાંભલો, વ્હાલા, ભાઈ ને બેહેન, બોલો બોલો.
શત્ય માનજો, આ મારૂં કહેન, બોલી લેવો.

**બધા**—પઇશા, પઇશા કરે, તે કોનો, ન થરે.
બીન પઈશે આ જગતમાં, શઉ રખડી, રજડી, મરે.

**પુતલી**—પઇશે મલેછે માંન ને પાન, શાચુ', શાચુ',
પઇશે આવેછે શઉને શાન, શાચુ' છે, બેશક.

**અદી**—પઇશે મલેછે નાર ને મીત્ર, શાચુ', શાચુ',
પઇશે થાએ માબાપ ને પુત્ર, શાચુ' છે બેશક.

**બધા**—પઇશા, પઇશા કરે—

**જમશેદજી**—પઇશાપર તન. મન તલપે, શાચુ', શાચુ',
પઇશા શર વીપતીમાં જલપે, શાચુ' છે બેશક.

**બમનદારૂ**—પઇશા થકી નહી કોઈ ડરશે, શાચુ, શાચુ',
પઇશાએ નરકમાંબી જશે, શાચુ છે બેશક.

**બધા**—પઇશા, પઇશા કરે—

**જમશેદજી**—પઇશા વગર આ જગછે રત, શાચુ, શાચુ',

**દીનબાઈ**—પઇશાએ મલે કંઢંગા શત, શાચુ' છે બેશક.

**અદી**—પઇશે ભાગે જોડાનું સુખ, શાચુ', શાચુ.

**જમશેદજી**—બીન પઇશે બમીએ ઘણુ દુખ, શાચુ છે, બેશક.

**બધા**—પઇશા, પઇશા કરે—

**આલ**—પઇશે મુર્ખને શીયાણો ગણાવે, શાચુ', શાચુ.
પઇશે લુચ્ચાને શેઠમાં ખપાવે, શાચુ' છે, બેશક.

**બમનદારૂ**—કરોરપતીજો રંક બને, શાચુ', શાચુ.
તો સઉ તેને ઘેલો ગણે, શાચુ' છે બેશક.

**બધા**—પઇશા, પઇશા કરે—

**અદી**—પઇશા આગલ શઉ જોડે કર, શાચુ', શાચુ.
પઇશાને નમે છે શરવેશર, શાચુ' છે બેશક.

**દીનબાઇ**—પઇશા મલવે બહુ લાલચ થાએ, શાચુ', શાચુ',
લાખ મલે પણ શંતોશ ન આવે, શાચુ' છે બેશક.

**બધા**—પઇશા. પઇશા, કરે—

**અદી**—આ ખેલ થયોછે હવે તમામ. શાચું, શાચું,

**પુતલી**—ભુલ ચુક માંફ કરજો. નેક નામ, શાચું છે બેશક.

**અમનદારૂ**—પધારો તમે, તમારે મુંકામ, શાચું શાચુ.

**બધા**—"અરમ" બંદો કરે શલામ, શાચું છે બેશક.

**બધા**—પઇશા, પઇશા, કરે—




શ્રી ઓંઍ જાંમે જંમશેદ પ્રીંટીંગ પ્રેસ કંપની, લીમીટેડ

**આ ચોપડી નીચલે ઠેકાણેથી મલશે :—**

**જાહંગીર બેજનજી કરાણી**—નંબર ૧૭ ને ૧૮, પારસી બજાર સ્ત્રીટ, કોટ.

**એરચશાહ કરાણીની કું૦**—ધોબીતલાવ.

**ધી બોમ્બે ક્રિકેટ કલબ, કલબ રૂમ**—૪૭, મનોરદાસ સ્ત્રીટ, (બજાર ગેટને નાકે,) કોટ.

**ધી બોમબે જામે જમશેદ પ્રીંટીંગ પ્રેસ કમપની, લીમીટેડ**

૧૫, મરીન સ્ત્રીટ, કોટ.

મુંબઈ.

---

# BOMBAY CRICKET CLUB.

(ESTABLISHED, 1ST NOVEMBER 1879.)

| CLUB-OFFICE. | CLUB-ROOM. |
|---|---|
| 47, MANORDAS STREET. | 3, MANORDAS STREET. |

## ☞ CLASSIFICATION OF MEMBERSHIP.

### MONTHLY SUBSCRIPTIONS.

| | With Club-Room. | | | Without Club-Room. | | |
|---|---|---|---|---|---|---|
| | Rs. | As. | Pies. | Rs. | As. | Pies. |
| Paying-member | 1 | ... | ... | ... | 8 | ... |
| Reduced-fee member | ... | 8 | ... | ... | 4 | ... |
| *Free do. | ... | 4 | ... | ... | 2 | ... |
| *Upcountry do. | ... | 8 | ... | ... | 4 | ... |
| *Two-year do. | 20 | ... | ... | 10 | ... | ... |
| *Five-year do. | 45 | ... | ... | 20 | ... | ... |
| *Ten-year do. | 80 | ... | ... | 35 | ... | ... |
| *Life do. | 150 | ... | ... | 75 | ... | ... |

* N.B.—No match-fees are charged to these members.



**તમારી આંખને મજબુત કરવા અને સલામત રાખવા**
**માટે લુકચુલંટ પથરના**
**ચશમા વાપરો,**

કે જે માત્ર આંખના વૈદો અને ચશમા વગેરે
બનાવનારા **લારન્સ** અને **મેયો**
સોડેથીજ મળી શકશે.

ઠે૦ રામપારટ રો (સાઉંડોની કું૦ ને માથે), મુંબઇ.

હીંદુસ્તાનના સઘળા આંખના મુખ્ય વૈદો પોતાનાં દરદીઓને આ ચશમાઓની ભલામણ કરેછે. આંખ બહુજ ચોકસાઇથી તપાસવામાં આવેછે, અને બંધબેસતા ચશમાની જામીનગીરી આપવામાં આવેછે.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| કીંમત | સ્ટીલની | કમાનના | ચશમા, | સરવેથી સરસ | પથરના | રૂ ૧૦ |
| ,, | રૂપાંની | ,, | ,, | ,, | ,, | રૂ ૨૨ |
| ,, | સુનાની | ,, | ,, | ,, | ,, | રૂ ૪૦ |

---

## બોમ્બે ક્રીકેત કલ્બ.
**સને ૧૮૯૯ માં સથાપી.**

એ કલ્બમાં આજ (૬) વરસનાં અરસામાં બધા મલી ૨૦૦ થી વધુ મેમબરો થઇ ગયાછે જેમાંથી હાલ ૫૦) કરતાં વધુછે. એ કલ્બ "ક્રીકેત" ઉપરાંત ચાકરી અને અભ્યાસમાં ગુંતાયલા શહરીઓ માતે નીરદોશ રમતો પોતાના કલ્બ રૂમમાં પુરી પાડેછે. જેઓ માત્ર "ક્રીકેત" ખેલવાના હેતુથી દાખલ થાયછે તેવા પાસ દર માસે આંઠ આનાની ફી લીધામાં આવેછે અને ક્રીકેત સાથે "કલ્બ રૂમ" ની રમતો માતે મહીને દહાડે રૂ ૧) લેએછે. ગરીબ પણ આબરૂદાર માંબાપોનાં છોકરાં પાસ અરધી ફી લીધામાં આવછે. વધુ વીગતસર નીચલે ઠેકાણે મલવું.

**બોમ્બે ક્રીકેત કલ્બ.**
કલ્બ રૂમ ૪૭, મનોરદાસ સ્ત્રીટ, મુંબઇ.

---

## FAKIRJI DINSHA.
PAINTER ENGRAVER, &c.
*48, Kalbadavi; 8, Church Gate Street.*